# વિચાર-પોથી

વિનોબા



ભૂમિપુત્ર, હુઝરાતપાગા, વડોદરા-૧

# વાચાઋણ-પરિહાર

ચિંતનમાંથી પ્રયોગ અને પ્રયોગમાંથી ચિંતન, એવી મારી જીવનની પરિપાટી બની ગઈ છે. આને જ હું નિદિધ્યાસ કહું છું. નિદિધ્યાસમાંથી વિચાર સ્ફુરતો રહે છે. તે ટાંકી લેવાની વૃત્તિ સામાન્ય રીતે મને થતી નથી. પણ મનની એક વિશિષ્ટ અવસ્થામાં એક વાર એવી વૃત્તિ ઉદ્ભવી હતી. બધા જ વિચાર લખી લેતો નહોતો. થોડા લખતો હતો. તેની આ વિચાર-પોથી બની છે. સદ્ભાગ્યે આ પ્રેરણા ઝાઝા દિવસ ટકી નહીં. થોડા જ દિવસમાં ઓસરી ગઈ.

વિચાર-પોથી છાપવાની કલ્પના નહોતી. એટલે જ તે 'પોથી' ઠરી. વિચાર પણ મોટા ભાગના સ્વ-સંવેદ્ય ભાષામાં ઊતરેલા. તેમ છતાં જિજ્ઞાસુઓએ પોથીની હસ્તલિખિત નકલ કરી લેવાનું શરૂ કર્યું. આવી આશરે દોઢસો નકલ આ બાર વર્ષમાં લખી લેવાઈ હશે. પણ આજકાલ અશુદ્ધ લેખનનો અને ખરાબ અક્ષરોનો પ્રચાર થયો હોવાથી, અને મૂળ પ્રતનો આધાર બધી નકલોને ન મળ્યો હોવાથી, એક એક નકલમાં અપપાઠ ઘૂસતો ગયો. પરિણામે કેટલાંક વચનો અર્થહીન બન્યાં. તેથી છેવટે છાપેલી આવૃત્તિ કાઢવી પડી છે.

આ વિચાર સુભાષિત જેવા નથી. સુભાષિતને આકાર જોઈએ. આ લગભગ નિરાકાર છે. તે સૂત્ર જેવાયે નથી. સૂત્રને તર્કબદ્ધતા જોઈતી હોય છે. આ મુક્ત છે. તો આને શું નામ આપવું? હું આને 'અસ્ફુટ ગણગણાટ' કહું છું.

આ વિચારોને પૂર્વ શ્રુતિઓનું આલંબન તો છે જ, છતાં તેઓ પોતાની રીતે નિરાલંબ પણ છે. જ્ઞાનદેવની પરિભાષા વાપરવી ક્ષમ્ય માનીએ, તો આ એક વાચા-ઋણ ફેડવાનો પ્રયત્ન કહી શકાય.

નાલવાડી, ૨૧-૧-૪૨ —વિનોબા

# પ્રકાશકીય

ગુજરાતી વાચકને એમ જરૂર પૂછવાનો અધિકાર છે કે વિનોબાના આવા મહત્ત્વના પુસ્તકથી અમને આટલાં વરસ વંચિત કેમ રાખ્યા? But, it is better late than never. આ ગુનાના સખેદ સ્વીકાર સાથે જ આજે હવે આ અનુવાદ અમે સહર્ષ ગુજરાતી વાચકને ચરણે ધરીએ છીએ.

આ પુસ્તિકાના એકને બદલે ત્રણ-ત્રણ અનુવાદ થઈને હાથમાં આવ્યા. (જો કે તેણે તેનું પ્રકાશન ત્વરિત બનાવવાને બદલે વધુ લંબાવ્યું જ.) ત્રણેયની મહેનત લેખે લાગે અને તેનાથી વાચકને લાભ થાય, એ દષ્ટિએ ત્રણેય અનુવાદ પરથી આ છેલ્લી પ્રત તૈયાર કરી છે. બીજા કોઈ પુસ્તકની બાબતમાં તો આ શક્ય ન બને, અને કદાચ ઉચિત પણ ન ગણાય, કેમકે કલમે-કલમે અનુવાદની લઢણ જુદી જુદી હોય. પણ આ પુસ્તકની બાબતમાં તે શક્ય હતું. એટલે ત્રણેય અનુવાદમાંથી સારું-સારું ગ્રહણ કરીને એક સમગ્ર જીવનદર્શનને ધાગે પરોવાયેલી આ ૭૦૦ વિચાર-કણિકાઓને છેલ્લો ઘાટ આપ્યો છે. મૂળ મરાઠી પુસ્તકની ૧૯૬૩ની ચોથી આવૃત્તિને આધારરૂપ ગણી છે.

આ ત્રણ અનુવાદકો છે: સર્વશ્રી અનવર આગેવાન, મીરા ભટ્ટ અને હેમલતા વ્યાસ. પુસ્તકનું મુખપૃષ્ઠ સજાવ્યું છે શ્રી વિનય ત્રિવેદીએ.

# વિચાર-પોથી

● આધ્યાત્મિક વ્યવહાર એટલે સ્વાભાવિક વ્યવહાર એટલે શુદ્ધ વ્યવહાર. (૧)

● હિંદુધર્મનું સ્વરૂપ: આચાર-સહિષ્ણુતા, વિચાર-સ્વાતંત્ર્ય, નીતિધર્મની બાબતમાં દૃઢતા. (૨)

● પ્રાપ્તોની સેવા, સંતોની સેવા, દુઃખિતોની સેવા અને દ્વેષ કરનારાઓની સેવા— આ છે સર્વોત્તમ સેવા. (૩)

● અસત્યમાં શક્તિ નથી. એને ટકવા ખાતર પણ સત્યનો આશ્રય લેવો પડે છે. (૪)

● સત્ય, સંયમ, સેવા— આ પારમાર્થિક જીવનની ત્રિસૂત્રી છે. (૫)

● જીવ— અશુદ્ધ, અસિદ્ધ.
આત્મા— શુદ્ધ, અસિદ્ધ.
ઈશ્વર— શુદ્ધ, સિદ્ધ. (૬)

● ઈશ્વર, ગુરુ, આત્મા, ધર્મ અને સંત— આ પાંચ પૂજાસ્થાન. (૭)

● મને હિન્દુ ધર્મ કેમ ગમે છે?
૧. અસંખ્ય સત્પુરુષ— વામદેવ, બુદ્ધદેવ, જ્ઞાનદેવ વગેરે

૨. અનેક સામાજિક તથા વ્યક્તિગત સંસ્થાઓ;
સંસ્કાર અને આચાર;
યજ્ઞ, આશ્રમ, ગોરક્ષણ વગેરે
૩. શાશ્વત નીતિતત્ત્વોઃ— અહિંસા, સત્ય વગેરે
૪. સૂક્ષ્મ તત્ત્વવિચારઃ— ભૂતમાત્રમાં હરિ વગેરે
૫. આત્મનિગ્રહનો વૈજ્ઞાનિક ઉપાયઃ— યોગવિદ્યા
૬. જીવન અને ધર્મની એકરૂપતાઃ— કર્મયોગ
૭. અનુભવસિદ્ધ સાહિત્યઃ— ઉપનિષદ્, ગીતા વગેરે. (૮)

● ઈશ્વર શુભ પણ નથી અને અશુભ પણ નથી. અથવા તો, એ શુભ પણ છે અને અશુભ પણ છે. અથવા તો તે કેવળ શુભ છે. (૯)

● અસ્વાદ-વ્રતમાં પ્રગતિની પરખ કેમ કરશો ?

૧. પ્રત્યક્ષ-સ્વાદ-સંશોધન.
૨. શારીરિક-સ્વાસ્થ્ય-સંશોધન.
૩. કામ-ક્રોધાદિ-વિકાર-સંશોધન.
૪. અજ્ઞાન-સંશોધન. (૧૦)

● ધ્યાન ષડ્વિધ :

૧. આત્મપરીક્ષણ ૨. ઈશ્વર-ચિંતન ૩. વાક્યાર્થાનુશીલન ૪. નામસ્મરણ ૫. ભગવલ્લીલાવગાહન ૬. સચ્ચરિત્રાવલોકન. (૧૧)

● મંત્ર 'રામ-કૃષ્ણ-હરિ'. રામ—સત્, કૃષ્ણ—ચિત્, હરિ—આનંદ. મારું નામ મટે, રામનામ ટકે. મારું કાંઈ જ

ન હો, બધું કૃષ્ણાર્પણ હો. મારી ઇચ્છા મટે, હરિની ઇચ્છા રહે. (૧૨)

● સત્તાનું અભિમાન, સંપત્તિનું અભિમાન, બળનું અભિમાન, રૂપનું અભિમાન, કુળનું અભિમાન, વિદ્વત્તાનું અભિમાન, અનુભવનું અભિમાન, કર્તૃત્વનું અભિમાન, ચારિત્ર્યનું અભિમાન— અભિમાનના આ નવ પ્રકાર છે. પરંતુ ' મને અભિમાન નથી ' એવો ભાસ થવો, તેના જેવું ભયાનક અભિમાન બીજું એકે નથી. (૧૩)

● હું કામહત છું. મને પૂર્ણકામ કર, નિષ્કામ કર, કાં આત્મકામ કર. જો પૂર્ણકામ કરીશ તો તારા ચરણે મારો પ્રાણ ધરીશ, જો નિષ્કામ કરીશ તો બુદ્ધિ ચઢાવીશ અને જો આત્મકામ કરીશ તો તે કામ જ અર્પીશ. (૧૪)

● મા, તેં મને જે આપ્યું છે તે બીજા કોઈએ પણ નથી આપ્યું. પણ તારા મૃત્યુ પછી તું જે આપી રહી છો, એ તો તેં મને તારા જીવતાં ય નથી આપ્યું. આત્માની અમરતાનો આટલો જ પુરાવો મારા માટે બસ છે. (૧૫)

● અમારી માનાં કેટલાંક વચનો :—

' વિન્યા, ઝાઝું માગીશ નહીં. યાદ રાખ, થોડે મીઠું ને ઝાઝે જૂઠું. '

' માણસ જો ઉત્તમ ગૃહસ્થાશ્રમ ચલાવે તો તેના મા-બાપનો ઉદ્ધાર થાય છે. પણ જો તે ઉત્તમ બ્રહ્મચર્ય પાળે તો બેતાળીસ પેઢીનો ઉદ્ધાર થાય છે.'

' પેટભર અન્ન અને તનભર વસ્ત્ર— આથી વધુની જરૂર શી ? '

'દેવાદિકોની કે સાધુસંતોની કથા સિવાય બીજી કોઈ પણ કથા સાંભળવી નહીં.'

'દેશસેવામાં ભગવાનની ભક્તિ આવી જ જાય છે તો ય થોડું ભજન જરૂરી ખરું.'

'અંત્યજ કંઈ નીચ નથી. શું ભગવાન વિઠ્ઠલ મહાર (ઢેડ) નહોતા બન્યા ?' (૧૬)

o ઇતિહાસ એટલે અનાદિકાળથી તે અત્યાર સુધીનું બધું જીવન. પુરાણ એટલે અનાદિકાળથી તે અત્યાર સુધી ટકેલા અનુભવોનો અમર અંશ. (૧૭)

o અનુભવ તર્કાતીત છે. શ્રદ્ધા અનુભવના આધારે રહેનારી, છતાં ય એનાથી ય પરની વસ્તુ છે. (૧૮)

o હું ક્યાં રહેવા માંગું છું ?

પહેલો જવાબ – ગમે ત્યાં.
બીજો જવાબ – સત્સંગમાં.
ત્રીજો જવાબ – આત્મામાં. (૧૯)

o વેદ જંગલ છે. ઉપનિષદો ગાયો છે. ગીતા દૂધ છે. સંતો દૂધ પી રહ્યા છે. હું ઉચ્છિષ્ટની આશા રાખું છું. (૨૦)

o સુકરાતનું વચન છે કે 'પાપમાત્ર અજ્ઞાન છે.' એનાથી ઊલટું એમ પણ કહી શકાય કે 'અજ્ઞાન એ પણ પાપ જ છે.' ગીતા અજ્ઞાનને આસુરી સંપત્તિ કહે છે, એનો આ જ અર્થ છે. બીજાના પાપ પ્રત્યે કઈ દૃષ્ટિએ જોવું, એ સુકરાતનું વચન કહે છે અને પોતાના અજ્ઞાનને કઈ દૃષ્ટિએ જોવું, એ ગીતા કહે છે. (૨૧)

● આત્મવિષયક અજ્ઞાન એ પ્રાથમિક અજ્ઞાન છે. મારામાં એ અજ્ઞાન છે એનું ભાન ન હોવું એ 'અજ્ઞાનનું અજ્ઞાન' છે, અથવા ગણિતની ભાષામાં 'અજ્ઞાનવર્ગ.' હું આ અજ્ઞાન-વર્ગમાં સામેલ છું એ વાતને નકારવી એટલે થયો 'અજ્ઞાનઘન.' આને જ 'વિદ્વત્તા' કહે છે (૨૨)

● લાડ કરનારી મા હોય છે એટલે બાળકની કાલીઘેલી બોલી શોભે છે. ક્ષમાશીલ પરમેશ્વર છે એટલે મનુષ્યનું અજ્ઞાન શોભે છે. (૨૩)

● પરિગ્રહની ચિંતા કરીએ તો અંતરાત્માનું અપમાન થાય છે. પરિગ્રહની ચિંતા ન કરીએ તો વિશ્વાત્માનું અપમાન થાય છે. એટલે અપરિગ્રહ સુરક્ષિત. (૨૪)

● આ છોકરાને નાનેથી મોટો 'મેં' કર્યો. અને બાકીનાં છોકરાં? 'ભગવાને માર્યાં', એમ કેમ કહી શકાય? કાં તો બંને ફળ મારે સ્વીકારવાં, કાં બન્ને ઈશ્વરને સોંપવાં. સંતોએ બીજો માર્ગ સ્વીકાર્યો. જેમનામાં હિંમત હોય એ પહેલો માર્ગ અપનાવે. (૨૫)

● પાપપુણ્યની બુદ્ધિ ઈશ્વર જ આપે છે. તેમાં અમે શું કરવાનાં?

હા, એનાં સારાં-માઠાં ફળ પણ એ જ ભોગવે છે. તેમાં ય તમે શું કરવાનાં? (૨૬)

● કર્તૃત્વહીનતાથી કર્તૃત્વ શ્રેષ્ઠ. પણ કર્તૃત્વ કરતાંય અકર્તૃત્વ શ્રેષ્ઠ. (૨૭)

● પતિભાવે ઈશ્વરની ભક્તિ કરવી એને 'મધુરા ભક્તિ' કહે છે. 'મધુરા ભક્તિ' એટલે બ્રહ્મચર્ય. કારણ કે, મધુરા

ભક્તિ કરનાર વ્યક્તિ જો પુરુષ હોય તો તેણે પોતાનો પુરુષભાવ ભૂલી જવો પડશે. જો તે સ્ત્રી હશે તો ઈશ્વર સિવાય બીજા કોઈ પણ પુરુષ માટે તેના મનમાં પતિભાવ રહેશે નહીં. પહેલા પ્રકારનું ઉદાહરણ શુકદેવ. બીજાનું ઉદાહરણ ગોપી. (૨૮)

● સાધન, તાલાવેલી, અનુભવ અને ઉપકાર. (૨૯)

● જેના કામ-ક્રોધનો જે વિષય તે જ તેનો વિષય. 'કામ-ક્રોધ આમ્હીં વાહિલે વિઠ્ઠલીં'.'

( આમ્હીં–અમે, વાહિલે–ચઢાવ્યાં, વિઠ્ઠલીં–વિઠ્ઠલને ) (૩૦)

● શિષ્યના જ્ઞાન પર બરાબરની મહોર મારવી એટલું જ ગુરુનું કામ. બાકી શિષ્ય સ્વાવલંબી છે. (૩૧)

● $\frac{\text{સેવા}}{\text{અહંકાર}}$ = ભક્તિ (૩૨)

● અમારી મા કહેતી, 'देशे काले च पात्रे च' આ એક સૂત્ર છે. દયાપૂર્વક વર્તવું એટલે થયું.' હું કહેતો, 'અપાત્રને દાન આપવામાં દાન લેનારનું પણ અકલ્યાણ છે.' આનો એનો ઉત્તર પણ નિશ્ચિત હતો : 'પાત્ર-અપાત્ર ઠરાવનારા આપણે કોણ? ગરજનો માર્યો જે માંગવા આવ્યો તે પરમેશ્વર જ હોય છે.' (૩૩)

● વર્તનમાં બંધન હોવું જોઈએ જેથી વૃત્તિ મોકળી રહે. (૩૪)

● ગીતામાં હિમાલયને સ્થિરતાની વિભૂતિ કહી છે. જેની બુદ્ધિ સ્થિર છે તે હિમાલયમાં જ છે. (૩૫)

● જેમણે રત્નોની લાખો રૂપિયા કિંમત આંકી, તેઓ તેની ‘ અમૂલ્યતા ’ ગુમાવી બેઠાં. સંતો સાચા રત્નપારખુ છે કારણ કે એમણે રત્નોની ‘ અમૂલ્યતા ’ ઓળખી લીધી. (૩૬)

● ઉપનિષદમાં વચન છે, ‘ आकाश–शरीरं ब्रह्म ’. ભક્તો ભગવાનને નીલવર્ણો માને છે. બંનેનો અર્થ એક જ છે. ભગવાનના દર્શન વગર આંખો કેમ જંપે ? (૩૭)

● શરીરનાશ એ નાશ જ નથી. આત્મનાશ થતો જ નથી. નાશ એટલે બુદ્ધિનાશ. (૩૮)

● સૂયાંજી પાસેથી હું દોરડું કાપી નાંખવાનું તત્ત્વજ્ઞાન શીખ્યો. મને તેનો ઘણીવાર ઉપયોગ થયો છે. (૩૯)

● સંગીત અને ચિત્રકળાનો શો ઉપયોગ ? સંગીતથી ભગવાનનું નામ ગાઈએ. ચિત્રકળા દ્વારા ભગવાનનું રૂપ આલેખીએ. (૪૦)

● નામરૂપ મિથ્યા હોવા છતાં ભગવાનનાં નામરૂપને મિથ્યા ન કહેવાં. (૪૧)

● નીતિમાં શું શું આવે છે ?— નીતિમાં શું નથી આવતું એ જ સવાલ છે. ‘ निजों तरी जागे ’ ( ઊંઘમાંય અમે જાગીએ છીએ ) આ અંતિમ નીતિસૂત્ર છે. (૪૨)

● કામ પરવાર્યા પછીનું કામ એટલે આનંદ. ‘ नीति जयांचिये जीए । लीलेमाजीं ’ ॥ નીતિ જેમની લીલામાં જીવે છે. (૪૩)

● પ્રવૃત્તિ રજોગુણ, અપ્રવૃત્તિ તમોગુણ. અહીં ખાઈ, તહીં કૂઈ = કૂવો. (૪૪)

● કમળ એટલે અલિપ્ત પવિત્રતા. (૪૫)

● ભક્ત નમ્ર હોય છે. એને ભગવાનનાં ચરણોનાં દર્શન બસ છે. (૪૬)

● આખો દિવસ કામ કરનારને માટે રાતની ઊંઘ જેટલી આવશ્યક અને આનંદકારક છે, એટલી જ જીવનભર મહેનત કરનાર માટે અંતિમ મહાનિદ્રા આવશ્યક અને આનંદકારક છે. મૃત્યુ એ ભગવાનનું સૌમ્યતમ રૂપ છે. (૪૭)

● સંસ્કૃતમાં 'हन्' એટલે મારવું અને 'हन्' એટલે ગુણવું. હિંસાથી પાપોનો ગુણાકાર થયો છે. (૪૮)

● शेवाळी पावुनि जन्म ओंगळीं । त्रासला चिळसला जीव अंतरीं ॥
राहिलों निराळा म्हणुनी तेथुनी । सवित्याचें मंगल किरण सेवुनी ॥
मी अलिप्ततेचें गाणें गातसें । गा गा रे सखया तूं हि गा तसें ॥

(ગંદી લીલમાં જન્મ પામીને અંતરમાં જીવ ત્રાસી ગયો, કંટાળી ગયો એટલે સૂરજદેવના મંગળ કિરણો સેવીને હું નિરાળો રહ્યો. હું અલિપ્તતાનાં ગીત ગાઉં છું, હે સખે તું પણ તેમ ગા.) (૪૯)

● घेऊनी वामनरूप भृंग तो । येतसे लुटाया मजला धांवुनी ॥
परि हृदयाचें बलिदान देउनी । जिंकिला कोंडिला केला पुंग तो ॥
मी समर्पणाचें गाणें गातसें । गा गा रे सखया तूं हि गा तसें ॥

(ભમરો વામનરૂપ ધરીને મને લૂંટવા દોડતો આવ્યો પણ મેં મારા હૃદયનું બલિદાન દઈને તેને જીતી લીધો, તેને મારા હૃદયમાં પૂરી દીધો અને તેને દિંગ કરી દીધો. હું સમર્પણનું ગીત ગાઉં છું. હે સખે, તું પણ તેવું જ ગીત ગા. વામન અને બલિ શબ્દ શ્લિષ્ટ છે. આ બંને રૂપક છે.) (૫૦)

● સંધ્યાકાળની પ્રાર્થના એટલે અંતકાળનું સ્મરણ. (૫૧)

● હું જ્યારે તુકારામ મહારાજની ભાવના જોઉં છું ત્યારે મને લાગે છે કે એમની આગળ મારી ભાવના કંઈ જ વિસાતમાં નથી પણ એમાં 'હું' શું કરું? (૫૨)

● આત્મદર્શન વગર આનંદ નથી. મા બાળકનું મોઢું જોઈ હરખાય છે કારણ કે તેને તેના બાળકમાં પોતાનો આત્મા દેખાય છે. (૫૩)

● અત્યુત્તમ કલ્પનાઓનો વિપર્યાસ અત્યંત હીન હોય છે. તાજાં ફળ જેવો આરોગ્યકારક બીજો કોઈ ખોરાક નથી, તો સડેલાં ફળ જેવું આરોગ્યનાશક પણ બીજું કંઈ નથી. (૫૪)

● ગંડકી* ના પાણીમાં રહીને શાલિગ્રામ લીસો ગોળ બને છે, પણ તે ભીંજાતો નથી. તેવી રીતે સત્સંગતિમાં રહીને આપણે સદાચારી બનીએ, પણ એટલું પૂરતું નથી. ભક્તિથી ભીંજાવુંય જોઈએ. (૫૫)

● સ્વાર્થ તો દેખીતો જ ઉઘાડો છે. મુખ્ય વાત પરાર્થથી બચવાની છે. (૫૬)

● ગીતા અનાસક્તિ ઉદ્બોધે છે. પરંતુ ઈશ્વરમાં આસક્ત થવાને કહે છે જ. (૫૭)

● હિરણ્યકશ્યપની આજ્ઞા પ્રહ્લાદે ન માની તેમાં વિશેષતા નથી, વ્યાસનો ત્યાગ શુકદેવને કરવો પડયો તેમાં વિશેષતા છે. (૫૮)

* પટણા પાસે ગંગાને મળતી હિમાલયની એક નદી.

● સ્વદેશી એ ભૂતદયાનું શાસ્ત્ર છે. સ્વદેશી એટલે મમતા નહીં. (૫૯)

● બુદ્ધિ અને ભાવનાનો જ્યાં મેળ ન દેખાય ત્યાં ઇંદ્રિય-નિગ્રહનો અભાવ હોય છે. (૬૦)

● પરાભક્તિ એટલે સમતા એટલે આત્મજ્ઞાન એટલે નિર્વિકારતા. (૬૧)

● સગુણ નિર્ગુણ એક જ છે. જે વસ્તુ એક અર્થમાં સગુણ તે જ બીજા અર્થમાં નિર્ગુણ હોઈ શકે છે. એવી જ રીતે ઊલટું. દાખલા તરીકે, લોકસેવા સગુણ અને આત્મોદ્ધાર નિર્ગુણ છે, એ પણ સાચું છે અને એનાથી ઊલટું પણ સાચું છે. (૬૨)

● સૂર્યગ્રહણમાં જો દુઃખનું કારણ નથી, કેમ કે એમાં પૃથ્વી અને સૂર્યની વચ્ચે ચંદ્રના આવવા સિવાય બીજું કંઈ નથી હોતું, તો માણસે પાણીમાં ડૂબી જતી વખતે રાડારાડ કરવાને પણ કંઈ જ કારણ નથી, કારણ કે એમાં પણ માણસના નાક અને બહારની હવા વચ્ચે પાણી આવવા ઉપરાંત બીજું કશું જ નથી થતું. (૬૩)

● સગુણ ઉપાસનામાં નમ્રતા છે. નિર્ગુણ ઉપાસનામાં જ્ઞાનની જવાબદારી છે, અને એટલે 'ક્લેશ અધિક.' (૬૪)

● દેશે કાલે ચ પાત્રે ચ–નો ન્યાય ખુદ પોતાને પણ લાગુ પડે છે. (૬૫)

● અજ્ઞાનમાંથી જ્ઞાન ઉત્પન્ન થઈ શકતું નથી. (૬૬)

● દુર્બળનું 'બલિદાન' ન હોય. બલિદાન બળવાનનું. (૬૭)

● 'બલિદાન' બોલતાં જ બલિનુ સ્મરણ થાય છે. બલિદાન એટલે આત્મસમર્પણ. (૬૮)

● કર્મ કરીશ તો ફળ પણ લઈશ— આ રજોગુણ. ફળ ફેંકી દઈશ તો કર્મ પણ છોડીશ— આ તમોગુણ. બંને એક જ. (૬૯)

● यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः। કારણ કે લોકોને સેવક જોઈતો હોય છે તો તેને ભક્ત મળી જાય છે અને ભક્તને સેવ્ય જોઈતો હોય છે તો તેને લોકો મળી જાય છે. (૭૦)

● રાત્રે કૂતરાંઓ ભસવા લાગ્યાં, એથી ઊંઘ બગડી તેથી ભલા માણસને 'દુઃખ' થયું પણ બીજે દિવસે સવારે જ્યારે જાણ્યું કે એ ભસવાને કારણે આવેલા ચોર નાસી ગયા, ત્યારે 'સુખ' થયું. (૭૧)

● બ્રહ્મચર્ય એ પારમાર્થિક સાધન છે, બ્રહ્મચર્યાશ્રમ એ પરમાર્થાનુકૂળ સામાજિક સંસ્થા છે. (૭૨)

● યુરોપમાં વિભક્ત રાષ્ટ્રપદ્ધતિનો પ્રયોગ થઈ રહ્યો છે; હિંદુસ્તાનમાં સંયુક્ત રાષ્ટ્રપદ્ધતિનો. (૭૩)

● અકર્તૃત્વ વગર અહિંસા, સત્ય વગેરે વ્રતોનું પૂર્ણ પાલન અશક્ય છે. (૭૪)

● ઐશ્વર્ય એ ઈશ્વરનો વિશેષ ગુણ છે. ભક્ત માટે તે વાંછનીય નથી. (૭૫)

● સત્યની વ્યાખ્યા નથી કારણ કે વ્યાખ્યાનો જ આધાર સત્ય પર છે. (૭૬)

• છાતી પર પિસ્તોલ ધરીને અનાજ લૂંટવામાં અને સોનાની મહોર દઈને એને ખરીદી લેવામાં ઘણીવાર કંઈ જ ફેર નથી હોતો. (૭૭)

• 'સમ-લોષ્ટાશ્મકાંચનઃ' આ સાચા અર્થશાસ્ત્રનું મુખ્ય સૂત્ર છે. (૭૮)

• ધર્મ એ સંસારમાંથી મોક્ષ ભણી લઈ જનારો પુલ છે. એટલે એનો એક પગ સંસારમાં અને બીજો પગ મોક્ષમાં હોય છે. (૭૯)

• દરેક ધર્મ સત્યનો અંશાવતાર છે. (૮૦)

• સૂર્યનારાયણ સત્યનારાયણની પ્રતિમા છે. સૂર્યોપાસના સત્યદર્શન માટે છે. (૮૧)

• જીવવાની ઇચ્છામાં મૃત્યુનું બીજ છે. જ્યાં એ ઇચ્છા ગઈ કે મૃત્યુ મર્યું. (૮૨)

• 'अहं ब्रह्मास्मि'માં 'तत् त्वमसि'નો નિષેધ નથી. (૮૩)

• अहम् । सोहम् । नाहम् । (૮૪)

• પહેલાં જ્ઞાન, પછી કર્મ અને અંતમાં ભક્તિ, આ મારો અનુભવ છે. આનાથી ભિન્ન અનુભવ પણ હોઈ શકે છે. ત્રણે એકરૂપ છે. (૮૫)

• વ્યક્તના જ્ઞાનવાળા સાથી કરતાં અવ્યક્તમાંની શ્રદ્ધાવાળો સાથી સારો. ધર્મરાજા સાથે કૂતરો ગયો પણ અર્જુન રસ્તામાં જ ઢળી પડ્યો. (૮૬)

• સેવા નજીકથી, આદર દૂરથી, જ્ઞાન અંદરથી. (૮૭)

● ગંગા ક્યારેક ડહોળી હોય છે, ક્યારેક સ્વચ્છ હોય છે. પણ હમેશાં પવિત્ર હોય છે. આત્મા ગંગા જેવો હમેશાં પવિત્ર હોય છે. તેની પવિત્રતાનો આધાર એના અખંડ વહેવા પર છે. (૮૮)

● રામ મર્યાદાભૂમિ, કૃષ્ણ પ્રેમસમુદ્ર, હરિ જે કંઈ બાકી રહ્યું તે— અનંત આકાશ. (૮૯)

● કૃષ્ણના જીવતાં ઉદ્ધવથી કૃષ્ણનો વિયોગ ક્ષણભર પણ સહ્યો નહોતો જતો. પરંતુ કૃષ્ણના મૃત્યુ પછી એ તેનો વિયોગ પચાવી શક્યો. અર્જુને કૃષ્ણના જીવતાં એનો વિયોગ સહી લીધો, પરંતુ એમના મૃત્યુ પછી તે તરફડવા લાગ્યો. (૯૦)

● ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ જ શ્રેષ્ઠ કહ્યો છે, કારણ કે ધ્યાનમાં પણ સૂક્ષ્મ સ્વાર્થ હોઈ શકે છે. (૯૧)

● સ્થૂળ વિકાર એટલે નક્કર ખડક. તે ભક્તિના ઝરણાંને ફૂટવા દેતો નથી. સ્થૂળ વિકાર જીતવાથી ભક્તિનો ઉદ્‌ગમ થાય છે. પણ ભક્તિનો ઉદ્‌ગમ થવા છતાં સૂક્ષ્મ વિકાર બાકી રહી જ જાય છે. કાચા ખડકમાંથી ઝરણું વહેતું રહે છે એટલે અવાજ થાય છે. એ જ વ્યાકુળતા. જ્યાં સૂક્ષ્મ વિકાર શમ્યો, ત્યાં વ્યાકુળતા પણ ગઈ. આ જ પરાભક્તિ. (૯૨)

● 'તેનો હું' આ અનુભવમાં અહંકાર નથી, પણ પરોક્ષતા છે. 'મારો હું' આ અનુભવમાં પરોક્ષતા નથી, પરંતુ અહંકાર છે. (૯૩)

● 'ભૂતમાત્રમાં ભગવાન' દેખાવા લાગશે, ત્યારે સંતજન સેવા માટે કેમ તલસે છે, તેનું રહસ્ય સમજાશે. (૯૪)

● જ્ઞાનદેવમાં ગુરુભક્તિનો ઉત્તમ વિકાસ થયો, એટલે

એમને સૃષ્ટિ ગુરુરૂપ દેખાવા માંડી. એમાંથી એમને દષ્ટાંતો મળ્યાં. જ્ઞાનદેવની સર્વસ્વીકૃત કાવ્યસ્ફૂર્તિ એમની ગુરુભક્તિનું સ્વાભાવિક પરિણામ છે. (૯૫)

● જ્યારે 'इन्द्राय तक्षकाय स्वाहा' એ સુજબનો વ્યવહાર થાય છે ત્યારે ઇંદ્ર તો મરવાનો નથી જ, પણ તક્ષક જરૂર અમર થઈ જાય છે. (૯૬)

● માતાને બાળક એના બધા દોષો સહિત વહાલું લાગે છે. તેવી જ રીતે ભક્તને બ્રહ્મની બધી ઉપાધિઓ સહિત— જગત સમેત— બ્રહ્મ વહાલું લાગે છે. (૯૭)

● સ્વધર્મ સહજ પ્રાપ્ત હોય છે. બાળકને દૂધ પિવડાવવાનો ધર્મ માતા મનુસ્મૃતિમાંથી નથી શીખતી. (૯૮)

● આત્મા તો સૌ કોઈ છે પરંતુ આત્મવાન્ તો એકાદ જ. (૯૯)

● શ્રુતિને દ્વૈતની એટલી બધી ઘૃણા છે કે આત્માની બહુરૂપતા બતાવતાં એણે દ્વનો ગડિયો જ છોડી દીધો છે. 'स एकधा भवति, त्रिधा भवति, पंचधा भवति, सप्तधा, नवधा...' (૧૦૦)

● ગાઢ નિદ્રામાં વિચારોનો વિકાસ થતો હોવાનો અનુભવ મને ઘણી વાર થયો છે. વાવેલું બી માટીથી ઢંકાઈ જવાને કારણે લોપ થયા સમું લાગે છે પણ તે વધતું રહે છે. તેવું જ આ જણાય છે. (૧૦૧)

● કોશમાંના તમામ શબ્દોનો એકમાત્ર અર્થ 'ઈશ્વર' છે. (૧૦૨)

● વિભૂતિ એટલે ઈશ્વરનો ચિંતનીય ભાવ. તે અનુકરણીય હશે જ, તેવું નથી. (૧૦૩)

● વિરોધી ભક્તિના ત્રણ પ્રકાર છે :—
(૧) નૈષ્ઠિક નાસ્તિકતા,
(૨) નૈષ્ઠિક આસક્તતા,
(૩) નૈષ્ઠિક નીતિ-હીનતા. (૧૦૪)

● એક માર્ગ – પુણ્યથી પાપનાશ,
અનાસક્તિથી પુણ્યનાશ.
બીજો માર્ગ – પાપથી પુણ્યનાશ,
અનુતાપથી પાપનાશ,
ભક્ત અને શાક્ત. (૧૦૫)

● કામક્રોધને આપસમાં લડાવી મારવામાં જ્ઞાનની કુશળતા છે. (૧૦૬)

● ક્રોધ ભગવાન પર, ક્રોધ પોતા પર, ક્રોધ ક્રોધ પર.(૧૦૭)

● 'અંતિમ' ધ્યેયવાદ એટલે પુરુષાર્થ-હીનતા. 'અંતિક' વ્યવહારવાદ એટલે હીન પુરુષાર્થ. (૧૦૮)

● એક કબીરપંથી સાધુ બોલ્યો, હું 'ઓમ્' નથી જાણતો, 'સોમ્' (સોઽહમ્) નથી જાણતો, કે 'બોમ્' પણ નથી જાણતો. ઠીક છે. તું ઓમ્ નથી જાણતો, પણ તોય ઓમ્ તને જાણે છે. (૧૦૯)

---

* 'અંતિમ' એટલે અતિ દૂર જોવું. 'અંતિક' એટલે બિલકુલ નજીક જોવું. અતિ દૂર જોનારો ક્યારેક ક્યારેક નિષ્ક્રિય બની જાય છે, અને અતિ નજીક જોનારો વિપરીત પુરુષાર્થ કરી બેસે છે.
(એક પત્રમાંથી) —વિનોબા

● 'અદ્વૈત'-ભૂમિકામાં પર-પરીક્ષણ પણ આત્મપરીક્ષણ જ બની જાય છે કારણ કે ત્યારે પાડાની પીઠ પર પડેલા સોળ પણ આપણા બરડા પર ઊઠી આવે છે. (११०)

● વિચાર આગળ દોડે છે. આચાર પાછળ ઢસડાય છે પરંતુ એ વિચારોની દિશામાં ચાલી રહ્યો છે. ઓછામાં ઓછો આટલો બચાવ તો આજ સુધી હતો. હવે તો તે પણ નથી રહ્યો કારણ કે, વિચાર એટલો આગળ વધી ગયો છે કે એની દિશા પણ અદશ્ય જેવી થઈ ગઈ છે. આવી હાલતમાં ભગવાનની દયા વગર કોઈ આરો નથી. (१११)

● બ્રહ્મચર્ય અને અહિંસાને ગીતા શારીરિક તપ કેમ કહે છે ?

એટલા માટે કે ગીતાને ઓછામાં ઓછી એટલી વ્યવસ્થા તો જોઈએ છે કે કામ-ક્રોધનો વેગ કમ સે કમ શરીરની બહાર તો ન નીકળે. (११२)

● ચિત્રકારને પણ પોતે બનાવી રહેલા ચિત્રની કલ્પના નજીકથી બરાબર નથી આવતી. એટલા માટે એને ખાસ દૂર જઈને જોવું પડે છે. તટસ્થવૃત્તિ સિવાય સૃષ્ટિ-રહસ્ય ઉકેલવું શક્ય નથી. (११३)

● શત્રુ પર પ્રેમ કરવો સુરક્ષિત છે. (११४)

● પ્રાપ્ત થયેલી કોઈ પણ પરિસ્થિતિને ભાગ્ય બનાવી દેવાની કળા ભક્તમાં હોય છે.

अउघीं भाग्यें येती घरा । देव सोयरा झालिया ॥

(ભગવાન જોડે નાતો બાંધતાં બધા ભાગ્ય ઘર આંગણે આવે છે.) (११५)

● ગંગાજળ લોટામાં ભરીને લોટાને સીલબંધ કરી પૂજા માટે પૂજા-ઘરમાં રાખે છે. આત્મા આ ગંગાના લોટા જેવો છે. પરમાત્મા ગંગા નદી જેવા છે. બન્નેની પાપ-નિવારક શક્તિ સરખી છે, તાપ-નિવારક શક્તિમાં અંતર છે. (૧૧૬)

● આત્મદર્શન એટલે મોક્ષનો આસ્વાદ લેવો. પરમાત્મ-દર્શન એટલે મોક્ષનું ભરપેટ ભોજન કરવું. પહેલી વાત 'આ જ દેહે અને આ જ આંખે' અનુભવાશે, બીજી દેહ પડયા પછી. (૧૧૭)

● હે ગોપાળકૃષ્ણ ! મારો અહંકાર કાળીનાગ છે. એનું શિર તું કચડીશ ત્યારે મને 'કાલિય-મર્દન'ની કથામાં વિશ્વાસ બેસશે. (૧૧૮)

● સંસારનાં ત્રણ લિંગ :

અહંકાર પુલ્લિંગ
આસક્તિ સ્ત્રીલિંગ
અસત્ય નપુંસકલિંગ. (૧૧૯)

● ડૂબનાર પ્રત્યે સહાનુભૂતિ એની સાથે ડૂબવામાં નથી, પણ પોતે તરીને એને બચાવવાના પ્રયત્ન કરવામાં છે. (૧૨૦)

● વૃત્તિ નિર્ણય કરવા માટે પ્રાણજયના પ્રયત્નનો ઉપયોગ થઈ શકે છે. (૧૨૧)

● અર્જુનના રોમેરોમમાંથી 'કૃષ્ણ-કૃષ્ણ'નો એકમાત્ર નાદ ઊઠતો હતો. એટલે લોકોએ તેનું નામ કૃષ્ણ રાખ્યું. ગીતાનો શ્રોતા-વક્તા એ જ. (૧૨૨)

● ચાર મહાવાક્યોમાં ઉત્તરોત્તર ચડતી ચાર અદ્વૈત ભૂમિકાઓ સૂચવી છે:

प्रज्ञानं ब्रह्म — અદ્વૈત જ્ઞાન
अयमात्मा ब्रह्म — ઈશ્વર-સાક્ષાત્કાર
अहं ब्रह्मास्मि — આત્માનુભવ
तत् त्वमसि — વિશ્વોદ્ધાર (૧૨૩)

● હિંદુસ્તાનમાં સમૂળગો સમાજ નિરામિષ જોવા મળે છે. આ એક એ ધર્મની વિશેષતા માની શકાય. પણ એટલી સાવચેતી રાખવી જરૂરી છે કે આ વિશેષતા ભૂતદયાની પ્રેરક બને, ભેદબુદ્ધિની પોષક નહીં. (૧૨૪)

● અસ્તેય વડે હું જગત જીતું છું. અપરિગ્રહ વડે તેને છોડું છું. (૧૨૫)

● ' પોતાને જ ઘેર જે ચોરી કરે તે એક મૂરખ છે ' આવું રામદાસનું એક વચન છે. કોઈ પણ ચોર ' પોતાને જ ઘેર ' ચોરી કરે છે એટલે ' તે એક મૂર્ખ ' છે. (૧૨૬)

● સિંહ હિંસક હોવાને કારણે એને પાછા વળીને જોવું પડે છે. અહિંસકને સિંહાવલોકનનું કંઈ કારણ નથી. (૧૨૭)

● તેજ અને ક્ષમા એ એકમેકની વ્યાખ્યા છે. (૧૨૮)

● જો અને જ્યારે બીજા પાસેથી સેવા લેવામાં મારું કલ્યાણ હોય તો અને ત્યારે મારી સેવા કરવામાં બીજાનું પણ કલ્યાણ હશે અને એ જ રીતે આનું ઊલટું. (૧૨૯)

● નાનપણથી મને મોરલી જેટલી મધુર લાગે છે તેટલું બીજું કોઈ વાદ્ય મધુર નથી લાગતું. મોરલી આપણું રાષ્ટ્રીય

વાદ્ય છે. રાયથી માંડીને રંક સુધી સૌને તે સુલભ છે. રાત્રિના શાંત સમયે દૂરથી મોરલીનો સૂર કાને પડતાં જ ભગવાનનું દિવ્ય ચરિત્ર સાંભરી આવે છે. (૧૩૦)

● કાચબાની જેમ કર્મયોગમાં શાંત પણ નિશ્ચિત કદમ ભરવાં.

કાચબાની પેઠે મજબૂત પીઠ કરીને દુનિયાના આઘાતો સહેવા.

કાચબાની જેમ વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લેવી.

કાચબાની જેમ દૃષ્ટિ પ્રેમભરી રાખવી. (૧૩૧)

● જેમને લોકસંગ્રહ કરવાનો શોખ હોય છે તેમનામાં લાયકાત નથી હોતી. અને જેમનામાં લાયકાત હોય છે તેમને શોખ નથી હોતો. લોકસંગ્રહના આ પેચમાંથી તો ભગવાન જ છોડાવે ! (૧૩૨)

● સાત્ત્વિક આહારમાં પણ જે સ્વાદ ઉત્પન્ન થાય છે તે હિંસા છે. (૧૩૩)

● વેદ જેને 'ॐ' કહે છે તે સંતોનો રામ છે. 'રામ-કૃષ્ણ-હરિ' એ એની જ ત્રણ માત્રા સમજવી. (૧૩૪)

● જેનું 'ભૂતમાત્રમાં હરિ'નું સૂત્ર છૂટ્યું તેનો ભગવાન ગુમ થયો. (૧૩૫)

● જે સ્મૃતિને યોગ્ય છે તેની વિસ્મૃતિ એ માનસિક આળસનું લક્ષણ છે. (૧૩૬)

● સ્વધર્મ પ્રત્યે પ્રેમ, પરધર્મ પ્રત્યે આદર અને અધર્મ પ્રત્યે ઉપેક્ષા— આ બધું મળીને ધર્મ. (૧૩૭)

● રામનાં ચરણોનો સ્પર્શ અયોધ્યાથી લંકા સુધીમાં અસંખ્ય પથ્થરોને થયો હશે, પરંતુ એમાંથી કેવળ 'અહલ્યા-શિલા'નો જ ઉદ્ધાર થયો. એવી જ રીતે અહલ્યાને પણ અસંખ્ય લોકોના પગ અડયા હશે પણ રામના જ પાદસ્પર્શે તે જાગી. બધાંએ સંતોની વાટમાં પથ્થર થઈને પડવું. પછી 'અહલ્યા-રામ' ન્યાયે જ્યારે જેનો ઉદ્ધાર થવાનો હશે ત્યારે થશે. (૧૩૮)

● શિક્ષણશાસ્ત્રે 'અહલ્યા-રામ-ન્યાય' ગોખી રાખવો. એથી અહંકાર નાશ પામી તેની દૃષ્ટિ જ ચોખ્ખી થશે. (૧૩૯)

● આત્મસંતોષ અને અલ્પસંતોષમાં અંતર છે. પહેલી આધ્યાત્મિક વસ્તુ છે, બીજી વ્યાવહારિક છે. તે સારી કે નરસી પણ હોઈ શકે. સારી હશે તો આધ્યાત્મિકતાને પોષક થશે. (૧૪૦)

● ઈશ્વર સાચો છે, ધર્મ સાચો છે. સંત સાચા છે, કારણ કે સત્ય સાચું છે. એ જ ઈશ્વર, એ જ ધર્મ અને એ જ સંતોનું સ્વરૂપ છે. (૧૪૧)

● અસત્યમાંથી સત્ય તરફ, અંધકારમાંથી પ્રકાશ તરફ, અને મૃત્યુમાંથી અમૃત તરફ, આ સાધકનું ઉત્તરાયણ છે. (૧૪૨)

● આપણે સાધનાની ચિંતા કરીએ, સિદ્ધિની ચિંતા કરવામાં સાધના સમર્થ છે, મતલબ કે, ઈશ્વર સમર્થ છે. (૧૪૩)

● વિરક્તોની કઠોરતામાં જે પ્રેમ જુએ છે અને આસક્તોના પ્રેમમાં જે કઠોરતા જુએ છે તે જ જુએ છે. (૧૪૪)

● સામૂહિક સાધનામાં વ્યક્તિગત સાધનાનો કસ બરાબર ચકાસી શકાય છે અને મનના ખૂણા-ખાંચરા સાફ કરવામાં આથી મદદ મળે છે. (૧૪૫)

● જ્યારે હું જોઉં છું કે મને બહારથી કેટલું મળ્યું અને મારું પોતાનું અંદરનું કેટલું છે, ત્યારે મારું પોતાનું કંઈ પણ રહેતું નથી. ' इदं न मम ' એ ભાવના સેવવાનું મારે કંઈ કારણ જ નથી. (૧૪૬)

● વૈદિક ઋષિ જ્યારે મને ચોખા જોઈએ, મને ઘઉં જોઈએ, મને મસૂર જોઈએ વગેરે કહે છે ત્યારે એના 'હું'માં ત્રિભુવનનો સમાવેશ થયો હોય છે. (૧૪૭)

● ટેકરીની જેમ ઊંચા થવામાં મને મજા નથી આવતી. મારી માટી આસપાસની જમીન પર પથરાઈ જાય તેમાં મને આનંદ છે. (૧૪૮)

● શાસ્ત્રનું કથન છે કે જ્ઞાતા જડ બનીને રહે. જડ બનીને રહેવું એટલે કર્મમાં લાગ્યા રહેવું. (૧૪૯)

● તપમાં ત્રણ વસ્તુ છે: (૧) ચિત્તશુદ્ધિ, (૨) નિર્માણ-શક્તિ, (૩) જ્ઞાન. તપ કરતી વખતે છેલ્લા બે વિષયમાં અનાસક્તિ હશે તો ત્રણેની પ્રાપ્તિ થશે. (૧૫૦)

● ઇતિહાસનું અધ્યયન એટલે આપણા પૂર્વજન્મોનું નિરીક્ષણ. (૧૫૧)

● ખાબોચિયામાં કે સમુદ્રમાં થતાં લગ્ન સારાં નહીં. લગ્ન માટે તો નદી જોઈએ. (૧૫૨)

● પ્રેમથી જ છાપ, સારી કે નરસી, નીતિ-અનીતિ પર. (૧૫૩)

● જ્ઞાન પણ જ્ઞાનગમ્ય છે. એટલે કે પહેલેથી જ્ઞાન હશે તો આગળ જ્ઞાન મળવાનું. (૧૫૪)

● અસત્કર્મોનાં માથાં વાઢી લેવાં. સત્કર્મોને ઘાયલ કરવાં. સત્કર્મોને ઘાયલ કરવાની યુક્તિ એટલે જ ફળત્યાગ. (૧૫૫)

● પ્રાપ્તિ કરતાં પ્રયત્નનો આનંદ વિશેષ છે. (૧૫૬)

● આગ્રહ મહત્ત્વની શક્તિ છે. તેને મામૂલી કામોમાં ખરચી નાખવી ઠીક નથી. (૧૫૭)

● ઉન્મનીના પેલે પારનું સ્વૈર મન એ સહજાવસ્થા. (૧૫૮)

● માત્ર સવારનો જ રામપ્રહર ? અને બાકીના શું હરામપ્રહર છે ? ભક્તોને માટે બધો સમય સરખો જ પવિત્ર હોવો જોઈએ. (૧૫૯)

● પૂર્વેની તપસ્યાને ન ખોતાં આગળ વધવું એ સુધારકનું કામ છે. (૧૬૦)

● અકરણ, નિષિદ્ધ, કામ્યકર્મ, ફલાભિસંધિ અને અહંકાર — આ પાંચ વાતોનો ત્યાગ કરવાનું નામ સંન્યાસ છે, એ જ યોગ છે. (૧૬૧)

● આહાર વિધાન : (૧) યજ્ઞશેષ, (૨) સાત્ત્વિક, (૩) પરિમિત, (૪) અસ્વાદવૃત્તિથી, (૫) ભગવાનને અર્પણ કરીને ખાવું. (૧૬૨)

● કર્મ છોડવું અશક્ય છે, કારણ કે છોડવું તે પણ કર્મ છે. (૧૬૩)

● 'સંન્યાસ લેવો' આનો કંઈ અર્થ જ નથી. કારણ સંન્યાસનો અર્થ જ છે—'ન લેવું.' (૧૬૪)

● સત્કર્મ આચરીને તેમાંથી ફળ કાઢી જોવું એ ગંગામાં ડૂબકી મારીને કાદવ ઉલેચવા જેવું છે. (૧૬૫)

● 'पुढें'–'मागें' (આગળ-પાછળ) મરાઠી ભાષામાં આ અવ્યય દિગ્દર્શક હોવા ઉપરાંત કાળદર્શક પણ છે. આ અવ્યયોના સમાનાર્થક બીજી કોઈ પણ ભાષાના અવ્યય આવી જ રીતે ઉભયદર્શક છે. આ ઉપરથી લાગે છે કે મનુષ્યના મનનું વલણ સહેજે દિક્ અને કાળને એકરૂપ માનવા તરફ હશે. (૧૬૬)

● 'જગતના પહેલાં શું હતું?' તારા આ પ્રશ્નનો અભાવ હતો. (૧૬૭)

● એક રજ્જુ-સર્પથી ડરીને ભાગે છે; બીજો રજ્જુ-સર્પને માર્યા કરે છે. બન્નેનો અર્થ એક જ છે. (૧૬૮)

● સંસારમાં જો ભગવાન ન મળતો હોય તો એની બહાર ભગવાન મળવાની આશા જ નથી. (૧૬૯)

● જગતને કારણે 'જગત'ના, આંખોને કારણે 'રૂપનું', બુદ્ધિને કારણે 'જ્ઞાન', આત્માને કારણે 'થાય છે.' (૧૭૦)

● 'આત્માનું અસ્તિત્વ' આ શબ્દ જ પુનરુક્ત છે, કારણ કે આત્માનો અર્થ જ અસ્તિત્વ. (૧૭૧)

● ભગવાન ! મને ન ભુક્તિ જોઈએ, ન મુક્તિ— મને ભક્તિ આપ. મને ન સિદ્ધિ જોઈએ, ન સમાધિ— મને સેવા આપ. (૧૭૨)

● ધૂંધવાતું હોય ત્યાં સુધી પ્રગટ ન કરવું. એ સળગશે એટલે પોતાની મેળે દેખાશે. (૧૭૩)

● વિદ્યુતસ્ફુરણ એ સાધકને માટે આશ્વાસન છે. એટલાને જ ભરોસે ન રહેવું. સૂર્યપ્રકાશ મળે ત્યાં સુધી પ્રયત્ન ચાલુ રાખવો. (૧૭૪)

● અમૂર્ત અને મૂર્ત વચ્ચેનો એકમાત્ર સાંધો— શબ્દ, એટલે વેદ, એટલે નામ. (૧૭૫)

● વિદ્યાર્થીઓ પાસેથી હું જેટલું શીખ્યો તેની સરખામણીમાં મેં એમને કંઈ પણ શીખવ્યું નથી. (૧૭૬)

● 'નહીં જોઈએ' નહીં જોઈએ. (૧૭૭)

● ભક્તને 'સ્વારબ્ધ' નહીં. (૧૭૮)

● સ્વતંત્રતાદેવીનો ઉપાસક પોપટને પિંજરામાં પૂરી રાખી શકે નહીં. (૧૭૯)

● પૂનમની રાતે કૃષ્ણનું મુખચંદ્ર જોવું. અમાસની રાતે કૃષ્ણની અંગકાંતિ જોવી. (૧૮૦)

● કોઈ કર્મયોગને પિપીલિકા અને ધ્યાનયોગને વિહંગમ કહે છે. હું કર્મયોગને ઇસપનીતિના કાચબાની અને ધ્યાનયોગને સસલાની ઉપમા આપું છું. ધ્યાન કરતાં કરતાં કયારે ઊંઘ આવી જાય છે, તે ધ્યાનમાં નથી આવતું. (૧૮૧)

● "કેમ રે? તને ઊંઘ આવી ગઈ કે?" એક કહે છે, "ના, હજી નથી આવી." બીજો કહે છે, "હા, ક્યારનીય આવી ગઈ." ૐ કહો કે નેતિ કહો. અર્થ બંનેનો નકાર જ છે. (૧૮૨)

● દુનિયા મારી પ્રત્યક્ષ સેવા કરે છે અને હું તો દુનિયાની સેવાનું નામ માત્ર લઈ રહ્યો છું. અજામિલ પાપીનો નારાયણના નામથી ઉદ્ધાર થયો તેવી જ રીતે સેવાના નામ પર જ મારો ઉદ્ધાર થઈ જાય એવો ઈશ્વરી સંકેત દેખાય છે. નામમહિમા અગાધ છે. (૧૮૩)

● 'અદ્વૈત-વાદ' એટલે અચૂક દ્વૈતસિદ્ધિ. (૧૮૪)

● સ્વપ્ન એટલે ઊંઘમાં જાગવું અને અનવધાન એટલે જાગૃતિમાં ઊંઘવું. ઘણુંખરું આ પરસ્પરનાં કાર્ય-કારણ હોય છે. (૧૮૫)

● પાદસેવન-ભક્તિ એટલે ભૂતમાત્રની સેવા—'पादोऽस्य विश्वा भूतानि।' (૧૮૬)

● 'निमित्तमात्रं भव सव्यसाचिन्।' નિમિત્ત માત્ર થવું એટલે અહંકાર છોડીને ઈશ્વરના હાથનું હથિયાર બનવું. એટલે કે જો જમણો હાથ થાકયો તો ડાબા હાથે લડવાની તૈયારી રાખવી. (૧૮૭)

● ભક્ત સંસાર, સાધન અને સિદ્ધિ ત્રણે ભગવાનને સોંપે છે. (૧૮૮)

● આધિ, વ્યાધિ, ઉપાધિ, સમાધિ—આ ઉપસર્ગ-ચતુષ્ટય છે. (૧૮૯)

આપણા જ હૃદયમાં રહે છે, એટલું આપણે સમજી લેવું જોઈએ. (૨૦૭)

● કોઈ નાટકકાર જે રીતે પોતે નાટક લખીને તે નાટકને ભજવવામાં પણ પોતે ભાગ લે છે, તેવું ઈશ્વરનું છે. ઈશ્વર વિશ્વરૂપી નાટક રચીને, તેમાં આત્માની ભૂમિકા પોતે ભજવે છે. तत् सृष्ट्वा तदेवानुप्राविशत् । (૨૦૮)

● મનુષ્ય અને પશુમાં મુખ્ય તફાવત વાણીનો છે. જો પશુમાં મનુષ્યના જેવી વાણીની કલ્પના કરી શકાય તો એ જ ક્ષણે તેનામાં મનુષ્યના જેવા વિચારની પણ કલ્પના કરી શકાય. એટલે વાણી પવિત્ર રાખવી એ મનુષ્યનું સ્વાભાવિક કર્તવ્ય છે. (૨૦૯)

● વાનપ્રસ્થાશ્રમ એટલે અનુભવ, સ્થિરવૃત્તિ અને ઇંદ્રિયનિગ્રહ. (૨૧૦)

● આત્મપ્રયત્ન, વૃદ્ધોના આશીર્વાદ, સંતોની સંગતિ, ગુરુ-કૃપા અને ઈશ્વરની ઇચ્છા—આ પરમાર્થનાં સાધનો છે. (૨૧૧)

● ઈશ્વરની સત્તા એટલે આત્માની અમરતા, એટલે ધર્મની નિત્યતા, એટલે જીવનની આનંદમયતા. (૨૧૨)

● અર્ધોન્મીલિત દૃષ્ટિ એટલે—

'અંદર હરિ, બહાર હરિ'

'બ્રહ્મ-કર્મ-સમાધિ'

'अन्तेन मुनीषाः ।'

● દેહ— શબ
આત્મા— શિવ
જીવન— સ્મશાન (૨૦૧)

● આપણે સંતોના ચરિત્રનું નહીં પણ ચારિત્ર્યનું અનુકરણ કરવું જોઈએ. (૨૦૨)

● કાવ્યના હેતુ :
(૧) હરિનો યશ ગાવો,
(૨) જીવનનો અર્થ કરવો,
(૩) કર્તવ્યની દિશા બતાવવી,
(૪) ચિત્તનો મેલ ધોવો. (૨૦૩)

● જે વાણી સત્યને સંભાળે છે, એ વાણીને સત્ય સંભાળે છે. (૨૦૪)

● ઉપપત્તિ, પ્રતીતિ અને પ્રીતિ; અથવા સાંભળવું, જોવું અને ખાવું. (૨૦૫)

● સંતોએ મોક્ષને પણ તુચ્છ ગણ્યો, તેમાં બે હેતુ છે : (૧) મોક્ષની વિકૃત કલ્પના કાઢી નાંખીને એને ઉજાળવી અને (૨) સાધનાનું ગૌરવ કરવું. (૨૦૬)

● શૂન્યતા = એકતા = અનંતતા. (૧૯૦)

● સ્વરૂપ, વિશ્વરૂપ, અરૂપ— આ ભગવાનનાં ત્રણ રૂપ. (૧૯૧)

● વેદ-પ્રામાણ્ય એટલે નીતિધર્મની નિત્યતા. (૧૯૨)

● સાધના ક્યાં સુધી કરવી ?
આપોઆપ ' થવા માંડે ' ત્યાં સુધી. (૧૯૩)

● હિમાલય ઉત્તર દિશામાં કેમ છે ?
મેં એને ઉત્તરમાં રહેવા દીધો છે એટલે. હું કાલે ઊઠીને એની ઉત્તરે જઈને બેસું કે એ દક્ષિણમાં કંઈ જ જવાનો. (૧૯૪)

● સાધકે સ્વપ્ન પર પણ ચોકી રાખવી જોઈએ. આત્મ-સંશોધન માટે એની ખૂબ જરૂર છે. હરિશ્ચંદ્રનું ઉદાહરણ. (૧૯૫)

● નિરાહાર, અલ્પાહાર અને સહજાહાર. (૧૯૬)

● ' दुःखमित्येव ' ત્યાગ યોગ્ય નથી. ' दुःखविति ' ત્યાગ હોઈ શકે. (૧૯૭)

● सर्वधर्मान् ' परि- 'त्यज्य मामेकं शरणं ' व्रज '। ભગવાને ' પરિવ્રાજક 'ની આ વ્યાખ્યા કરી છે. (૧૯૮)

● કોઈ કહે છે, ' મનુષ્ય એટલે સાધનવાન્ પ્રાણી. ' હું કહું છું, ' મનુષ્ય એટલે સાધનાવાન્ પ્રાણી. ' (૧૯૯)

● સૃષ્ટિ એટલે એક અન્યોક્તિ છે. દેખાવની સૃષ્ટિ અને વાસ્તવમાં ભગવાન. (૨૦૦)

● દેહ— શબ
આત્મા— શિવ
જીવન— સ્મશાન (૨૦૧)

● આપણે સંતોના ચરિત્રનું નહીં પણ ચારિત્ર્યનું અનુકરણ કરવું જોઈએ. (૨૦૨)

● કાવ્યના હેતુ :
(૧) હરિનો યશ ગાવો,
(૨) જીવનનો અર્થ કરવો,
(૩) કર્તવ્યની દિશા બતાવવી,
(૪) ચિત્તનો મેલ ધોવો. (૨૦૩)

● જે વાણી સત્યને સંભાળે છે, એ વાણીને સત્ય સંભાળે છે. (૨૦૪)

● ઉપપત્તિ, પ્રતીતિ અને પ્રીતિ; અથવા સાંભળવું, જોવું અને ખાવું. (૨૦૫)

● સંતોએ મોક્ષને પણ તુચ્છ ગણ્યો, તેમાં બે હેતુ છે : (૧) મોક્ષની વિકૃત કલ્પના કાઢી નાંખીને એને ઉજાળવી અને (૨) સાધનાનું ગૌરવ કરવું. (૨૦૬)

● પુરાણકારોએ કાલ્પનિક દેવતાઓ ઊભા કરીને એમની સ્તુતિ કરી. કાલ્પનિક રાક્ષસોનું નિર્માણ કરી તેની નિંદા કરી. એવી રીતે મનુષ્યનું નામ ટાળીને 'न म्हणे कोणासी उत्तम वाईट' અર્થાત્ 'કોઈને પણ ભલા-બૂરા ન કહો' આ સૂત્ર સંભાળ્યું અને પરભાર્યું નીતિબોધનું કામ સાધ્યું. આ દેવ અને રાક્ષસ

આપણા જ હૃદયમાં રહે છે, એટલું આપણે સમજી લેવું જોઈએ. (૨૦૭)

● કોઈ નાટકકાર જે રીતે પોતે નાટક લખીને તે નાટકને ભજવવામાં પણ પોતે ભાગ લે છે, તેવું ઈશ્વરનું છે. ઈશ્વર વિશ્વરૂપી નાટક રચીને, તેમાં આત્માની ભૂમિકા પોતે ભજવે છે. तत् सृष्ट्वा तदेवानुप्राविशत् । (૨૦૮)

● મનુષ્ય અને પશુમાં મુખ્ય તફાવત વાણીનો છે. જો પશુમાં મનુષ્યના જેવી વાણીની કલ્પના કરી શકાય તો એ જ ક્ષણે તેનામાં મનુષ્યના જેવા વિચારની પણ કલ્પના કરી શકાય. એટલે વાણી પવિત્ર રાખવી એ મનુષ્યનું સ્વાભાવિક કર્તવ્ય છે. (૨૦૯)

● વાનપ્રસ્થાશ્રમ એટલે અનુભવ, સ્થિરવૃત્તિ અને ઇંદ્રિયનિગ્રહ. (૨૧૦)

● આત્મપ્રયત્ન, વૃદ્ધોનો આશીર્વાદ, સંતોની સંગતિ, ગુરુ-કૃપા અને ઈશ્વરની ઇચ્છા–આ પરમાર્થનાં સાધનો છે. (૨૧૧)

● ઈશ્વરની સત્તા એટલે આત્માની અમરતા, એટલે ધર્મની નિત્યતા, એટલે જીવનની આનંદમયતા. (૨૧૨)

● અર્ધો-મીલિત દૃષ્ટિ એટલે—

'અંદર હરિ, બહાર હરિ'

'બ્રહ્મ-કર્મ-સમાધિ'

'त्यक्तेन भुंजीथाः ।'

'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।'

'जानोनि नेणतें करीं माझें मन ।'

'संत हंस गुन गहहिं पय,
परिहरि बारि विकार।'
'स्याद् वा न स्याद् वा।'
'અદ્વૈત-ભક્તિ' (૨૧૩)

● પ્રાર્થનામાં આંખો બંધ કરીએ તો ઊંઘ આવે છે. ખોલીએ તો એકાગ્રતા ભંગ થાય છે. એટલે અર્ધોન્મીલિત દૃષ્ટિ રાખવી જોઈએ. (૨૧૪)

● ઘરને આગ લાગી છે અને લોકો શું કહેશે એવું વિચારીને બૂમ પાડતો નથી. આને પણ લોકો શું કહેશે? (૨૧૫)

● વ્યાસે વિષ્ણુસહસ્રનામ લખ્યાં. એમાં સૌ પહેલાં 'ૐકાર'નો ઉચ્ચાર કર્યો છે. ૐ એ વિષ્ણુસહસ્રનામનું અતિ સંક્ષિપ્ત રૂપ છે. (૨૧૬)

● 'અહમ્' એ આત્માનું ચિહ્ન છે. 'अ-ह' એટલે न हन्यते' એવો હું અર્થ કરું છું. (૨૧૭)

● મુક્ત રામમાં મરે છે.
મુમુક્ષુ રામમાં રમે છે.
મુમુક્ષુના આ રામનામને 'ઊલટો જપ' કહે છે. (૨૧૮)

● માણસ જ્યારે જાગીને થાકી જાય છે ત્યારે સૂઈ જાય છે અને સૂઈને થાકી જાય છે ત્યારે જાગે છે. રજસ્ અને તમસ્ એ એકબીજાનાં પ્રતિફલિત છે. (૨૧૯)

● ગાયત્રીમંત્ર વ્યક્તિગત ઉપાસનાનો માનવામાં આવ્યો છે. પણ 'धीमहि'— અમે ધ્યાન કરીએ છીએ—આ

બહુવચની પદ સમુદાયનું સૂચક છે. એટલે ગાયત્રી-ઉપાસના વ્યક્તિએ કરવાની છે પણ તે પોતામાં બધા સમુદાયની— વિશ્વાત્માની કલ્પના કરીને કરવાની છે. (૨૨૦)

● પાશ્ચાત્ય ભાષામાં ‘ સંતોનું અનુવર્તન ’ એવો પ્રયોગ જોવા મળે છે. આપણે ત્યાં ‘ સંતોનાં ગુણગાન ’ કહે છે. ‘ ગુણગાન ’ કહેવામાં નમ્રતા છે પણ તેમાં ‘ અનુવર્તન ’ ગૃહીત હોય ત્યારે જ તે નમ્રતા શોભા દેશે. (૨૨૧)

● ઈશ્વર આદર્શમૂર્તિ : ધ્યેય, ગેય, અનુકરણીય. (૨૨૨)

● આપણી પાસે પાંચ ઇંદ્રિયો હોવાને લીધે ‘ આપણી ’ દુનિયામાં પાંચ વિષય છે. વાસ્તવમાં તો દુનિયામાં અનંત વિષય છે અથવા બિલકુલ નથી. (૨૨૩)

● ‘ કળાનો અર્થ શું ? ’ એવો પ્રશ્ન પૂછવામાં આવે છે. હકીકતમાં કળા કોની અથવા શેની એવો પ્રશ્ન પૂછવો જોઈએ. ઉત્તર—‘ આત્માની ’ એટલે અમર, એટલે અતીન્દ્રિય પણ બુદ્ધિગ્રાહ્ય. બુદ્ધિને પેલે પાર અકળ આત્મા. કૃતિ કળા નથી હોતી, કૃતિમાં કળા હોય છે અથવા નથી હોતી. મારુતિ જ્યારે એક એક મોતી તોડીને તેમાં ‘ રામ ’ દેખાય છે કે ? એમ કરી જોતો હતો ત્યારે તે તેમાં આત્માની ‘ કળા ’ દેખાય છે કે એમ કરીને જોતો હતો. (૨૨૪)

● સાત્ત્વિકતા બે પ્રકારની હોય છે : કર્તરિ અને કર્મણિ. કર્તરિ એટલે પોતાનું જોર ચલાવનારી. કર્મણિ એટલે પ્રવાહમાં વહેનારી. કર્તરિ સાત્ત્વિકતા પરમાર્થોપયોગી છે. કર્મણિ સાત્ત્વિકતા સંસાર સારો કરે છે (૨૨૫)

● આત્મા કેવી રીતે સિદ્ધ થાય છે? તારા આ પ્રશ્નથી સિદ્ધ થાય છે. મારો આ ઉત્તર તને ગળે ઊતરે તો તે ગળે ઊતર્યાથી સિદ્ધ થાય છે. અને તે ગળે ન ઊતરે તો ન ઊતર્યાથી સિદ્ધ થાય છે. (૨૨૬)

● સાત પ્રમાણ :

૧– કાલાત્મા, ૨– સ્વ-બુદ્ધિ, ૩– અક્ષિ-પુરુષ, ૪– સૂર્ય-નારાયણ, ૫– શબ્દ-બ્રહ્મ, ૬– સત્ય ધર્મ અને ૭– પરમેશ્વર.

આના સ્પષ્ટાર્થ :

૧– કાળ અનંત છે તે ભૂલવું ન જોઈએ.

૨– આપણી બુદ્ધિ કહે તે પ્રમાણે કરવું.

૩– જ્યાં સુધી પ્રત્યક્ષ કૃતિમાં ન ઊતરે ત્યાં સુધી પ્રયત્ન ન છોડવો જોઈએ.

૪– મન મોકળું રાખવું.

૫– સંતોનાં વચનો ગોખવાં.

૬– સત્ય આચરણનો પ્રયત્ન કરવો.

૭– ઈશ્વરની કરુણા યાચવી. (૨૨૭)

● સત્સંગતિ એ મારી સર્વ સાધનાનું મૂળ છે. જો તત્ત્વનિષ્ઠા વિરુદ્ધ સત્સંગતિ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય— જે અશક્ય છે— તો તત્ત્વનિષ્ઠા છોડીને ય સત્સંગતિ સ્વીકારવામાં મનનું વલણ રહે એટલી સત્સંગતિ બાબતમાં આસક્તિ અનુભવાય છે. (૨૨૮)

● કોઈ કહે છે, "ઈશ્વર અજ્ઞેય છે." જો તે અજ્ઞેય છે તો છે શેના પરથી? જો છે, તો અજ્ઞેય કેવી રીતે? (૨૨૯

● કર્મ જ્ઞાનનું ઇંધણ છે. જ્ઞાનાગ્નિ અખંડ જલતો રાખવા એમાં કર્મરૂપી ઇંધણ નિરંતર હોમતાં રહેવું જોઈએ. (૨૩૦)

● આપણું શબ્દ પ્રમાણ એટલે ઋષિઓનો પ્રત્યક્ષ. એટલા માટે શબ્દ-પ્રમાણને પણ અનુભવની કસોટી પર કસી જોવું યોગ્ય છે. (૨૩૧)

● સત્ય = ધર્મ = બ્રહ્મ (૨૩૨)

● न तद् भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
સૂર્ય— પ્રત્યક્ષ ( चक्षुः )
શશાંક— અનુમાન ( मनः )
પાવક— શબ્દ ( वाक् ) (૨૩૩)

● આત્મદર્શન જીવનનું કાવ્ય છે. (૨૩૪)

● ફળ તને પહેલેથી જ મળી ચૂક્યું છે. હવે કર્તવ્ય કરવાનું બાકી છે. ફરીથી ફળ શેનો માંગે છે ? (૨૩૫)

● વિશ્વ— પ્રત્યક્ષ બ્રહ્મ. ઈશ્વર— અનુમાન-બ્રહ્મ. વેદ— શબ્દ-બ્રહ્મ. આત્મા— બ્રહ્મ. (૨૩૬)

● અ થી જ્ઞ સુધીના બધા અક્ષરો બ્રહ્મના પ્રતીક છે. પરંતુ અ અને જ્ઞ વિભૂતિઓ છે. 'બ્રહ્મ અ - જ્ઞ છે' એવી ઉપાસના કરવી. આ ઉપાસનાથી ભક્ત નમ્ર થઈ જશે.

(૧) અ - જ્ઞ એટલે અનાસક્ત જ્ઞાન,
(૨) અ - જ્ઞ એટલે વાઙ્મય મૂર્તિ,
(૩) અ - જ્ઞ એટલે નિર્ગુણ અને સગુણ બન્ને,
(૪) અ - જ્ઞ એટલે અજ્ઞાની એ અર્થ તો જાણીતો જ છે.
(૨૩૭)

○ અપરિગ્રહની કાતર જ્ઞાન પર પણ ચલાવવી જોઈએ. વ્યર્થ જ્ઞાનની ગાંસડીઓનો પરિગ્રહ કરવો ઉચિત નથી. (૨૩૮)

○ આત્મા શકયતા-મૂર્તિ છે. આત્મા માટે અશકય એવું કંઈ જ નથી. (૨૩૯)

○ 'સાયન્સ'નું ગમે તેટલું સૂક્ષ્મ દૂરબીન લઈએ તો પણ આત્માનો અવાજ સાંભળવાના કામમાં તે નિરુપયોગી છે. (૨૪૦)

○ પહેલું મંગળ કયું ?— भगवान् विष्णुः

બીજું મંગળ ?— गरुडध्वजः

ત્રીજું મંગળ ?— पुंडरीकाक्षः

ચોથું મંગળ ?— વિષ્ણુસહસ્રનામ જુઓ. (૨૪૧)

○ તપ અને તાપ વચ્ચેની વિભાજક રેખા ઓળખવી જરૂરી છે. (૨૪૨)

○ અખંડ ઈશ્વર-સ્મરણ એટલે અખંડ કર્તવ્ય-જાગૃતિ. (૨૪૩)

○ ઈશ્વર-શરણતાની મૂર્તિ ફળત્યાગ. (૨૪૪)

○ હું અનુભવ કરું છું કે મારી ઈશ્વર માટે જેટલી ભક્તિ છે, તેનાં કરતાં ઈશ્વરની મારા પર કૃપા અધિક છે. (૨૪૫)

○ અભ્યાસ અને વૈરાગ્ય એક જ વસ્તુનાં વિધાયક તથા નિષેધક અંગો છે. (૨૪૬)

○ પહેલું દર્શન— નૃસિંહ ભગવાન,

બીજું દર્શન— નૃસિંહ, પ્રહ્લાદ બંને ભગવાન.

ત્રીજું દર્શન— નૃસિંહ, પ્રહ્લાદ, હિરણ્યકશ્યપ ત્રણે ભગવાન,

ચોથું દર્શન— નૃસિંહ, પ્રહ્લાદ, હિરણ્યકશ્યપ ત્રણેયથી પર એવો ભગવાન. (૨૪૭)

○ મારા માટે સ્વધર્મ જ આચરણીય શા માટે ?

મમતાને કારણે નહીં, અથવા પરધર્મથી તે શ્રેષ્ઠ છે એટલા માટે પણ નહીં, બલ્કે એટલા માટે કે મારો તેમાં જ વિકાસ છે. (૨૪૮)

○ ગુણ અથવા દોષ 'સહકુટુંબ સપરિવાર, આવીને 'કાર્યસિદ્ધિ' કરતા હોય છે. (૨૪૯)

○ સુથારને જેવી રીતે ભૂમિતિના સિદ્ધાંતની નિષ્ઠા રહે છે, તેવી રીતે સેવકને અહિંસાદિ વ્રતોની નિષ્ઠા રહેવી જોઈએ. (૨૫૦)

○ ઓછામાં ઓછા પરિગ્રહથી વધુમાં વધુ કસ કેવી રીતે કાઢવો એ અપરિગ્રહ શીખવે છે. (૨૫૧)

○ શ્રદ્ધા+પ્રજ્ઞા+વીર્ય=સત્ય. (૨૫૨)

○ કલ્યાણ સાર્વજનિક છે. તે વ્યક્તિનું 'આગવું' હોઈ શકે નહીં. (૨૫૩)

○ પહેલાં પ્રેમ, પછી ત્યાગ, છેવટે શાંતિ. (૨૫૪)

○ સત્ય એટલે બધા ગુણોનો 'ગુણાકાર'. (૨૫૫)

○ બાળક પાસે જ્ઞાન ન હોવા છતાં, નમ્રતા હોવાને લીધે જ્ઞાન મેળવવું તેને માટે સહજ છે. (૨૫૬)

◉ શરીર નિસર્ગતઃ જેમ જેમ જીર્ણ થતું જાય તેમ તેમ પ્રજ્ઞાની કળા વધતી જવી જોઈએ. અને જે ક્ષણે શરીર છૂટે, તે ક્ષણે પ્રજ્ઞાની પૂર્ણિમા હોવી જોઈએ. આને ગીતા શુક્લ-પક્ષનું મરણ કહે છે. એથી ઊલટું શરીર સાથે પ્રજ્ઞા ક્ષીણ થતી જઈને મરણ થવું એ કૃષ્ણપક્ષનું મરણ છે. (૨૫૭)

◉ દંભ સૂક્ષ્મ છે. તે જ્ઞાતરૂપે જ રહે છે, તેવું નથી. તે અજ્ઞાતરૂપે પણ રહી શકે છે. ઘણી વખત માણસ અજાણતાં પણ દંભ કરતો હોય છે. (૨૫૮)

◉ સ્વપ્ન શું દેખાડે છે?
૧. સૃષ્ટિનું મિથ્યાત્વ,
૨. કલ્પનાનું કર્તૃત્વ,
૩. સાધનાનું અપૂર્ણત્વ. (૨૫૯)

◉ વ્યક્તિનું નીતિશાસ્ત્ર જો સમષ્ટિને લાગુ ન પડતું હોય તો અદ્વૈત સિદ્ધાંત મિથ્યા માનવો પડશે. (૨૬૦)

◉ ૧. શબ્દાનંદ, ૨. કલ્પનાનંદ, ૩. અનુભવાનંદ, ૪. શ્રદ્ધાનંદ. (૨૬૧)

◉ પાણી કરતાં લોહી ભલે ને ઘટ્ટ હોય, પણ પાણીની પવિત્રતા તો પાણીમાં જ. (૨૬૨)

◉ મારામાં જે ગુણો છે તે મારામાં છે એટલે બીજામાં પણ હોય, એવી ઇચ્છા થાય છે. મારામાં જે ગુણ નથી, તે મારામાં નથી માટે બીજામાં હોય તેવી ઇચ્છા થાય છે. (૨૬૩)

◉ ગુરુની શોધ કરવાની જરૂર નથી. કારણ કે ગુરુ પોતે જ શિષ્યને શોધી રહ્યા છે. શિષ્યની લાયકાત મેળવવી એટલું જ

આપણું કામ છે અથવા તો એમ પણ કહી શકાય કે આનું જ નામ ગુરુની શોધ કરવી એ છે. (૨૬૪)

● જ્ઞાનદેવ યોગી ખરા, પણ તેમના યોગના ભક્તિને 'સાષ્ટાંગ' પ્રણામ છે. (૨૬૫)

● ભગવાનમાં વિશ્વાસ એટલે દુનિયા પર વિશ્વાસ, એટલે આત્મા પર વિશ્વાસ, એટલે સત્ય પર વિશ્વાસ. (૨૬૬)

● તમામ પ્રવૃત્તિઓનું ફળ શૂન્ય છે. કારણ કે આદિમાં જેવું હતું તેવું જ અંતે હોવું, એટલી જ સર્વ નિષ્પત્તિ છે. (૨૬૭)

● ધ્યાન માટે આસન, વિચાર માટે ચલન. (૨૬૮)

● વૈદિક ઋષિને આત્મસ્તુતિનો સંકોચ નથી થતો. આત્મરૂપ થયેલા ઋષિ આત્મસ્તુતિ ન કરે તો શું અનાત્મસ્તુતિ કરે? (૨૬૯)

● કર્તવ્ય અને આનંદ એકરૂપ હોવું એ અદ્વૈતની એક વ્યાખ્યા છે, પણ એવું જ્યાં સુધી થયું નથી ત્યાં સુધી કર્તવ્યને વળગી રહેવામાં કલ્યાણ છે. (૨૭૦)

● તમામ સાહિત્યના અભ્યાસથી અથવા આખા વિશ્વના વિજ્ઞાનથી જે સમાધાન મળવાનું નથી તે આત્મસંશોધનથી મળે છે. (૨૭૧)

● સદ્ભાવપૂર્વક સાધનાનું નાટક થાય તો પણ ચાલશે. (૨૭૨)

● "કુહાડીનો હાથો કુળનો કાળ" એ ન્યાયે નરદેહની મદદથી આપણા બધા દેહો કાપી કાઢવાના હોય છે. (૨૭૩)

● રાતનું અંધારું ચિંતન માટે અનુકૂળ છે. એનો ઉદ્દેશ જ એ છે. સૂતાં પહેલાં થોડી વાર ચિંતન કરવું ઉપયોગી છે. ચિંતનમાં દિવસભરનાં વર્તનનું પરીક્ષણ, થયેલા દોષો ફરી



ઈશ્વરની પ્રાર્થના આ
ન વખતે શક્ય હોય
દેવતા છે. (૨૭૪)

નિદિધ્યાસનું પ્રગટ
ત છે. (૨૭૫)

ક્યાં ક્યાં ?
(૨૭૬)

કે પછી કોણ જાણે
કરે છે. તે કહે છે,
જ તું લીન થવાનો
ાત્તા છે." (૨૭૭)

(૨૭૮)

● ગુરુ ત્રણ પ્રકારના હોય છે :

૧. 'જેવો જેનો અધિકાર તેવો' ઉપદેશ કરનારા,
૨. ઉપદેશની વૃષ્ટિ વરસાવનારા,
૩. મૌનથી ઉપદેશ કરનારા. (૨૭૯)

◘ વેદાર્થ સ્પષ્ટ સમજમાં આવતો હોય, ઘડીભર સમાધિ પણ લાગતી હોય, નામસ્મરણથી સાત્ત્વિક ભાવ ઊભરાઈ આવતો હોય તેથી શું થયું ? આચરણમાં ઊતરે તે જ સાચું. (૨૮૦)

● જવાબદારીનું કામ મને મળ્યું ત્યારથી હું જવાબદારીમાંથી છૂટયો. (૨૮૧)

● આપણે વૈદિક ઋષિઓનો આધાર લઈએ છીએ. વૈદિક ઋષિ તેમના પૂર્વેના ઋષિઓનો આધાર લે છે. આ પરથી 'જ્ઞાન અનાદિ છે' એટલો જ નિષ્કર્ષ સમજવાનો. (૨૮૨)

● રાવણ— રજોગુણ, કુંભકર્ણ— તમોગુણ, વિભીષણ— સત્ત્વગુણ. (૨૮૩)

● જો પરમાર્થને કઠણ કહ્યો તો આપણે ડરના માર્યા ઘર જ છોડતાં નથી; સહેલો કહ્યો તો તે વેચાતો લેવા આપણે બજારે દોડીએ છીએ. (૨૮૪)

● કોઈ ન કોઈ નિત્ય યજ્ઞ વગર રાષ્ટ્ર ઊભું રહી શકે નહીં. (૨૮૫)

● દુઃખ સહન કરવાં એ તિતિક્ષાનો આરંભ છે. તિતિક્ષાની કસોટી સુખ સહન કરવામાં છે. (૨૮૬)

● મરાઠી સાહિત્યનો જન્મ પણ ૐકારમાંથી જ થયો છે. ૐકારની સાડાત્રણ માત્રાઓને અનુલક્ષીને જ્ઞાનદેવની સાડાત્રણ ચરણોની ઓવી (એક મરાઠી છંદ)ની રચના થઈ છે. (૨૮૭)

◎ જે કર્મ મહાપ્રયત્ને થાય છે તે સાત્ત્વિક કર્મ નથી. અને સ્વકર્મ તો નથી જ નથી. (૨૯૦)

◘ સ્વધર્મ અથવા પોતાની મર્યાદા છોડીને સેવાનો લોભ રાખવામાં બીજું જે કંઈ નુકસાન થવાનું હશે તે તો થશે જ પરંતુ જે સેવાનો લોભ રાખ્યો તે જ સેવા સરખી થતી નથી એ વાંધો છે. (૨૯૧)

◎ બુદ્ધિનો સદુપયોગ— સત્ત્વગુણ,
બુદ્ધિનો દુરુપયોગ— રજોગુણ,
બુદ્ધિનો અનુપયોગ— તમોગુણ. (૨૯૨)

● ગંગા પોતાના નિશ્ચિત માર્ગે વહે છે એટલે લોકોને તેનો વધારેમાં વધારે ઉપયોગ થાય છે. પણ વધારે ઉપયોગી થઈ પડવાના લોભે જો તે પોતાનો નિશ્ચિત માર્ગ છોડીને લોકોના આંગણાઓમાંથી વહેવા માંડે તો લોકોની શી દશા થાય ? (૨૯૩)

◎ સમુદ્રનાં મોજાંઓનો અખંડ ઘૂઘવાટ ચાલતો જ રહે છે અને સાથોસાથ જ અખંડ જપ : ॐ । ॐ । ॐ । 'माम् अनुस्मर युध्य च ।' (૨૯૪)

◎ સામેનો દીવો છે એ જેટલું નક્કી છે, તેટલું જ ભગવાન છે, તેમ તમે નક્કી માનો છો ?

ભગવાન છે તે હું ચોક્કસ માનું છું. સામેનો દીવો છે જ એવું હું ચોક્કસપણે ન કહી શકું. (૨૯૫)

⊖ કાવ્યનો નાયક કોઈ વ્યક્ત રૂપમાં નથી હોતો. કાવ્યમાંની બધી વ્યક્તિઓની સામુદાયિક અવ્યક્ત યોગ્યતા એ જ કાવ્યનો નાયક. (૨૯૬)

● જવાબદારીનું કામ મને મળ્યું ત્યારથી હું જવાબદારીમાંથી છૂટયો. (૨૮૧)

● આપણે વૈદિક ઋષિઓનો આધાર લઈએ છીએ. વૈદિક ઋષિ તેમના પૂર્વેના ઋષિઓનો આધાર લે છે. આ પરથી 'જ્ઞાન અનાદિ છે' એટલો જ નિષ્કર્ષ સમજવાનો. (૨૮૨)

● રાવણ— રજોગુણ, કુંભકર્ણ— તમોગુણ, વિભીષણ— સત્ત્વગુણ. (૨૮૩)

● જો પરમાર્થને કઠણ કહ્યો તો આપણે ડરના માર્યાં ઘર જ છોડતાં નથી; સહેલો કહ્યો તો તે વેચાતો લેવા આપણે બજારે દોડીએ છીએ. (૨૮૪)

● કોઈ ન કોઈ નિત્ય યજ્ઞ વગર રાષ્ટ્ર ઊભું રહી શકે નહીં. (૨૮૫)

● દુઃખ સહન કરવાં એ તિતિક્ષાનો આરંભ છે. તિતિક્ષાની કસોટી સુખ સહન કરવામાં છે. (૨૮૬)

● મરાઠી સાહિત્યનો જન્મ પણ ૐકારમાંથી જ થયો છે. ૐકારની સાડાત્રણ માત્રાઓને અનુલક્ષીને જ્ઞાનદેવની સાડાત્રણ ચરણોની ઓવી (એક મરાઠી છંદ)ની રચના થઈ છે. (૨૮૭)

● અરીસો જોવા માટે અરીસો, આ એક પ્રકાર; અને મોઢું જોવા માટે અરીસો તે બીજો પ્રકાર. તેવી રીતે વેદજ્ઞાન માટે વેદાભ્યાસ તે એક પ્રકાર, અને આત્મજ્ઞાન માટે વેદાભ્યાસ તે બીજો પ્રકાર. આ બીજા પ્રકારને સ્વાધ્યાય કહે છે. (૨૮૮)

● મનનની ઊણપ અધિક શ્રવણથી પૂરી ન થઈ શકે. (૨૮૯)

■ જે કર્મ મહાપ્રયત્ને થાય છે તે સાત્ત્વિક કર્મ નથી. અને સ્વકર્મ તો નથી જ નથી. (૨૯૦)

● સ્વધર્મ અથવા પોતાની મર્યાદા છોડીને સેવાનો લોભ રાખવામાં બીજું જે કંઈ નુકસાન થવાનું હશે તે તો થશે જ પરંતુ જે સેવાનો લોભ રાખ્યો તે જ સેવા સરખી થતી નથી એ વાંધો છે. (૨૯૧)

● બુદ્ધિનો સદુપયોગ— સત્ત્વગુણ,
બુદ્ધિનો દુરુપયોગ— રજોગુણ,
બુદ્ધિનો અનુપયોગ— તમોગુણ. (૨૯૨)

● ગંગા પોતાના નિશ્ચિત માર્ગે વહે છે એટલે લોકોને તેનો વધારેમાં વધારે ઉપયોગ થાય છે. પણ વધારે ઉપયોગી થઈ પડવાના લોભે જો તે પોતાનો નિશ્ચિત માર્ગ છોડીને લોકોના આંગણાઓમાંથી વહેવા માડે તો લોકોની શી દશા થાય? (૨૯૩)

■ સમુદ્રનાં મોજાંઓનો અખંડ ઘૂઘવાટ ચાલતો જ રહે છે અને સાથોસાથ જ અખંડ જપ: ૐ! ૐ! ૐ!
'माम् अनुस्मर युध्य च।' (૨૯૪)

● સામેનો દીવો છે એ જેટલું નક્કી છે, તેટલું જ ભગવાન છે, તેમ તમે નક્કી માનો છો?

ભગવાન છે તે હું ચોક્કસ માનું છું. સામેનો દીવો છે જ એવું હું ચોક્કસપણે ન કહી શકું. (૨૯૫)

● કાવ્યનો નાયક કોઈ વ્યક્ત રૂપમાં નથી હોતો. કાવ્યમાંની બધી વ્યક્તિઓની સામુદાયિક અવ્યક્ત યોગ્યતા એ જ કાવ્યનો નાયક. (૨૯૬)

૦ વિચારહીન જીવન,
વિચારમય જીવન,
વિચાર-જીવન,
નિર્વિચાર જીવન. (૨૯૭)

૦ પારમાર્થિક પુરુષની દક્ષતામાં ઉદાસીનતા હોય છે અને ઉદાસીનતામાં દક્ષતા હોય છે. (૨૯૮)

૦ દક્ષ— કર્મયોગી, ઉદાસીન— જ્ઞાની, દક્ષઉદાસીન— ભક્ત. (૨૯૯)

૦ જે ગુરુ હશે તે શિષ્ય હશે જ. જે શિષ્ય નહીં હોય તે ગુરુ નહીં જ હોય. (૩૦૦)

૦ ગુરુને શિષ્ય માટે પૂજ્યભાવ હોવો જોઈએ; કારણ શિષ્યત્વ એ ગુરુત્વના માતૃસ્થાને છે. (૩૦૧)

૦ દુનિયા તરફ જોતાં આદર, પ્રેમ અથવા કરુણા સિવાય ચોથી ભાવના શા માટે ઉત્પન્ન થવી જોઈએ ? (૩૦૨)

૦ નજીકના લોકોને દોષો ખબર હોવાને કારણે જેમનો નજીકના લોકો પર પ્રભાવ નથી પડતો, તેમનો દૂરના લોકોને દોષ ખબર ન હોવાને કારણે દૂરના લોકો પર જે પ્રભાવ પડયા જેવો દેખાય છે તે મૃગજળ છે. મૃગજળ દૂરથી જ જોવાનું. (૩૦૩)

૦ રોજની ઊંઘ એ મૃત્યુનો 'પૂર્વપ્રયોગ' છે એમ સમજીને શાસ્ત્રમાં કહેલી પ્રયાણપદ્ધતિનો સૂતી વખતે અભ્યાસ કરવો. (૩૦૪)

● સામેનાં ઝાડનાં પાંદડાંઓમાં જે વેદ વાંચી શકે, તેને વેદ સમજાયો. (૩૦૫)

● પહેલાં તો આત્માને કોઈ જોઈ શકતો નથી. જો કોઈ જોઈ શકયો તો તે વાક્-શક્તિ ગુમાવી બેસે છે, બોલી શકતો નથી. જો કોઈ બોલનારો મળી જાય તો સાંભળનારો મળતો નથી અને કુતૂહલથી સાંભળનાર મળી ગયો તો પણ સમજવાને નામે મીંડું જ. (૩૦૬)

● જ્ઞાનીને આ દુનિયામા જીવવાની પણ સવડ નથી અને મરવાની પણ સવડ નથી, એટલે તો એ કેવળ શરીરથી જીવીને મનથી મરે છે. (૩૦૭)

● પ્રેમ અને વૈરાગ્યનો મેળ બેસાડવો એ વિવેકનું કામ છે. (૩૦૮)

● જાગૃતિમાં મનના ત્રણ અવસ્થા હું અનુભવું છું :
૧. ભાવિકતા, ૨. નૈતિકતા, ૩. શૂન્યતા. (૩૦૯)

● ઉત્તરાભિમુખ શા માટે ?

ઋષિઓનું સ્મરણ. તદુપરાંત હિમાલય અને ધ્રુવનું ચિંતન (આપણે હિંદુસ્તાનમાં છીએ તેવું માની લઈ ને). (૩૧૦)

● ભક્તોને કર્મયોગમાં રુચિ હોય છે, કારણ કે તેમાં તેમની ઉપાસનાની ભાવના હોય છે. (૩૧૧)

● કર્મઠ ઉપાસનાનું પણ 'કર્મ' બનાવે અને ભક્ત કર્મની પણ ઉપાસના બનાવે છે. (૩૧૨)

● પરકાયા-પ્રવેશ, એટલે બીજાનું માનસ-શાસ્ત્ર સમજવું. (૩૧૩)

● અહંકારને થાય છે, "હું" ન હોઉં તો દુનિયાનું કેવી રીતે ચાલશે? વસ્તુસ્થિતિ એ છે કે, હું તો શું પણ આખી દુનિયા જ ન હોય ને, તો પણ દુનિયાનું ચાલવાનું છે. (૩૧૪)

● સ્વકર્મમાં ઉપાસનાની દૃષ્ટિ ચુકાઈ ગઈ તો પણ સ્વકર્મ અભ્યુદય સાધશે; ઉપાસનાની દૃષ્ટિ જો ટકી તો તો પ્રત્યક્ષ મોક્ષ જ મેળવી આપશે. (૩૧૫)

● આત્મા એક, માયા શૂન્ય. એક અને શૂન્યના સંયોગે અસંખ્ય જગત. આ જ લિંગોપાસના. (૩૧૬)

● "મારી સ્થિતિમાં તમે હો તો શું કરો?"

"તું જે કરે છે તે જ. કારણ કે, તારી સ્થિતિમાં તારી બુદ્ધિ આવવાની જ." (૩૧૭)

● બુદ્ધિ-ગત જ્ઞાન એટલે 'પરોક્ષ' જ્ઞાન. તે જ જો ઇંદ્રિયોમાં ઊતર્યું એટલે 'અ-પરોક્ષ' કહેવાય છે. (૩૧૮)

● જ્ઞાનાવસ્થામાં પણ ભેદની કલ્પના કરવી, એ રજોગુણની કમાલ છે. (૩૧૯)

● જે બળવાન તે બાળ. ઊંચામાં ઊંચું ધ્યેય પણ જેમને અશક્ય ન લાગે તે બાળ. (૩૨૦)




(૩૨૧)

● જે ઈશ્વરના ક્રોધને ઓળખે છે તે ક્રોધરહિત થાય છે. જે ઈશ્વરની ક્ષમાને ઓળખે છે તે ક્ષમાવાન્ થાય છે. (૩૨૨)

● આધુનિક વિજ્ઞાન કહે છે કે સાત વર્ષોના શ્વાસોચ્છ્વાસથી કાયા પલટાઈ જાય છે.

ધર્મશાસ્ત્ર કહે છે કે બાર વર્ષની તપસ્યાથી ચિત્ત ધોવાઈને સાફ થઈ જાય છે.

અધ્યાત્મ કહે છે કે બ્રહ્મજ્ઞાનથી એક જ ક્ષણમાં જીવ મુક્ત થાય છે. (૩૨૩)

● મેઘાગમનથી હૃદય ભરાઈ આવે છે એનું કારણ શું એ જ નથી કે, ' नमासारखें रूप या राघवाचें '—( આ રામનું રૂપ નભ સમાન છે ) ? (૩૨૪)

● આત્મૌપમ્ય સત્ય, ' તુલનાત્મક માનસશાસ્ત્ર ' મિથ્યા. (૩૨૫)

● સેવા કરતી વેળા ' અ-કૃત ' ભાવના રાખવી. સેવા લેતી વખતે ' કૃત-જ્ઞ ' ભાવના રાખવી. (૩૨૬)

○ જેમણે જ્ઞાન આચરણમાં આણ્યું તેમણે ભગવાન 'મૂર્તિમંત' કર્યો. (૩૨૭)

● સત્ત્વગુણને નિરહંકારિતાથી નિઃસત્ત્વ કર્યો કે તે પરમ-શ્રેયોરૂપ બને છે. (૩૨૮)

● ઇંદ્રિયો ન હોત તો દેહબદ્ધ પુરુષ ગૂંગળાઈ ગયો હોત. મુક્તને ઇંદ્રિયોની જરૂર નથી. ઘરને બારીઓ વગર ન ચાલે. ખેતરને બારીઓનું શું કામ ? (૩૨૯)

● શરીરમાંની બધી ક્રિયાઓ એક અર્થમાં પ્રાણક્રિયા જ છે, પણ વાચિક ક્રિયા એ પ્રાણક્રિયાનો વિશેષ અર્થ છે. એટલે પ્રાણાયામનું રહસ્ય વાક્સંયમમાં છે. (૩૩૦)

● ૧. શ્રવણમનનાદિ, ૨. શમદમાદિ, ૩. યજ્ઞાદિ, ૪. પ્રાણાયામાદિ, ૫. ભજનાદિ—આ સાધન-પંચક. (૩૩૧)

● પરમાર્થરૂપી બરફીનું કર્મ વજન છે, બુદ્ધિ તેની મીઠાશ છે. વજન કરતાં મીઠાશ શ્રેષ્ઠ છે પરંતુ તેથી કંઈ વજન ત્યાજ્ય નથી. (૩૩૨)

● મૌનનો અર્થ :

૧. વાક્-સંયમ, ૨. સત્યસંગ્રહ, ૩. શક્તિ-સંચય, ૪. ધ્યાન-સાધન. (૩૩૩)

● ભગવત્-પ્રાપ્તિ માટે પ્રવૃત્ત થયેલો, ભગવાનના સ્વમુખે ગવાયેલો, પ્રહ્લાદ વગેરે પરમ ભાગવતો દ્વારા આચરાયેલો જે ધર્મ તે 'ભાગવત-ધર્મ'. (૩૩૪)

■ સંન્યાસ નોટ છે,
કર્મયોગ સિક્કો છે.
કીમત એક જ. (૩૩૫)

● બુદ્ધિથી કળાય, પણ ધૃતિ વિના પળાય નહીં. (૩૩૬)

● મર્યાદામાં રહેલું અભિમાન શોભે છે. તે ઉપયોગી પણ છે, કારણ તે અધિકૃત છે. (૩૩૭)

● पद् એટલે પડવું, એ પરથી 'पति' અને 'पत्नी' એ શબ્દો શ્રુતિ બનાવે છે. પાણિનિ 'पा' એટલે પાલન કરવું પરથી આ શબ્દો બનાવે છે.

પહેલી આધ્યાત્મિક નિરુક્તિ છે, બીજી શાબ્દિક વ્યુત્પત્તિ. (૩૩૮)

● નાળિયેરની જેમ બહાર વિરક્તિ અને ભીતર ભક્તિ હશે ત્યાં જ પ્રાપ્તિ. (૩૩૯)

● અહંતા, અસ્મિતા અને એકતા સ્વતઃસિદ્ધ છે. (૩૪૦)

● પાંચ ઉપાસના :

૧. પ્રિયોપાસના, ૨. સત્યોપાસના, ૩. સમોપાસના, ૪. જ્ઞાનોપાસના, ૫. શાન્તોપાસના. (૩૪૧)

● નાનપણમાં કોઈ ગાળો દેતું તો એને હું કહેતો, "મારો તને હુકમ છે કે તું મને ગાળ દે." જો તે ગાળો દેવાનું છોડી દે તો આપણું કામ થઈ ગયું. તેવું જ તેણે ચલાવે રાખ્યું તો આપણને હુકમ માનનારો એક નોકર મળી ગયો. જ્ઞાની પુરુષની આવી બાળવૃત્તિ હોય છે. આનું જ નામ છે, 'नराणां च नराधिपः ।' (૩૪૨)

◘ નીતિતત્ત્વોનો આધાર જેણે ઈશ્વર પર રાખ્યો તેણે સધ્ધર પાયા પર મકાન ચણાવ્યું. (૩૪૩)

◘ ઈશ્વરનું પૃથક્કરણ— મંગલ ભાવ. (૩૪૪)

◘ આકાર એટલે વિકારનો સ્ફોટ. (૩૪૫)

◘ ગૃહસ્થ શિક્ષક હોઈ શકે નહીં, કારણ કે તે બીજાં કર્તવ્યોથી બદ્ધ અને ઉચ્ચ ધ્યેયને માટે પણ અધૂરો પડે છે. સંન્યાસી આદર્શ શિક્ષક હોઈ શકે, પણ તે દુનિયાની માલિકીનો. તે વિદ્યાર્થીઓને 'હાથવગો' નથી. એટલે વાનપ્રસ્થ જ વિદ્યાર્થીઓની માલિકીનો શિક્ષક બાકી રહી જાય છે. (૩૪૬)

◘ બે ધર્મો વચ્ચે કદી પણ ઝઘડો થતો નથી. બધા ધર્મોનો અધર્મ સાથે ઝઘડો છે. (૩૪૭)

◘ સંસારમાં કેવળ ઈશ્વરની ઇચ્છા છે, અને જેમની ઇચ્છા ઈશ્વરની ઇચ્છામાં મળી ગઈ છે તેમની ઇચ્છા છે. (૩૪૮)

◘ સંત મોક્ષસ્પર્શી વૈરાગ્ય પાળે છે એટલા માટે એમની સંગતિથી જગતને સંસાર-સાધક સંયમ લાધે છે. સૂર્ય ઉષ્ણતાથી સળગે છે ત્યારે આપણા શરીરમાં ૯૮ અંશ ઉષ્ણતા રહે છે. (૩૪૯)

◘ ચેતન જેવો ચેતન થઈને જડનો મોહ રાખવો અથવા જડહત થઈ જવું— આને શું કહેવું ? (૩૫૦)

◘ સાચું અર્થશાસ્ત્ર, સાચું આરોગ્ય-શાસ્ત્ર, બધાં 'સાચાં' શાસ્ત્રો મોક્ષાનુકૂળ છે. (૩૫૧)

◘ સૃષ્ટિ એટલે ભગવાનની આરતી. પૂજા સાંગોપાંગ થઈ ચૂકી છે. આપણા નમસ્કાર માત્ર જ બાકી રહી ગયાં છે. (૩૫૨)

- ગઈકાલ, આજ અને આવતી કાલ, આનો આત્મા એ જ એક માત્ર સાંધો છે. (૩૫૩)

- ભગવાનના પ્રેમાળ સ્વભાવને કારણે ભગવાન જગત્-પતિ, સંતોના પુરુષાર્થને કારણે ભગવાન સત્-પતિ, મારી પ્રાર્થનાને કારણે ભગવાન મત્-પતિ. (૩૫૪)

- ભવભૂતિ કહે છે, "ફૂલોનું સ્થાન પગ નીચે નહીં, માથા પર છે." માથા પર ખરું, પણ આપણા માથા પર નહીં, વૃક્ષ-દેવતાના ! (૩૫૫)

- આજસુધી મર્યો નહીં એટલે આગળ ઉપર પણ મરવાનો નથી, એવું અનુમાન ન કર. આજસુધી મર્યો નથી એટલે જ હવે આગળ મરવું પડશે, એવું અનુમાન કર. (૩૫૬)

- યજ્ઞ 'ઇષ્ટ'-કામ-ધુક્ છે, અનિષ્ટ કામના પૂરી કરનારો નહીં. (૩૫૭)

- 'વિશ્વનાથ' એ ભગવાનનો ધંધો છે. 'દીનનાથ' એનો ધર્મ છે. (૩૫૮)

- મારું કશું નથી. બધું મારું છે. હું સૌનો છું. (૩૫૯)

- પ્રત્યક્ષ તત્ત્વ છોડીને, માની લીધેલા લોકસંગ્રહ પાછળ પડવું નહીં. (૩૬૦)

- ત્યાગથી પાપનું મુદ્દલ ચુકવાય છે. દાનથી પાપનું વ્યાજ ચુકવાય છે. (૩૬૧)

- ગીતામાં કહેલું "અશાસ્ત્ર-વિહિત ઘોર તપ" કયું ? —વિષયાસક્ત સંસાર. (૩૬૨)

○ અર્થ કહે છે, "હક્કની રક્ષા કરવી એ કર્તવ્ય છે." ધર્મ કહે છે, "કર્તવ્ય કરતાં રહેવું એ હક્ક છે." (૩૬૩)

○ સાધન ભલે ને થોડાં હોય, પણ ઉત્કટતા તારશે. (૩૬૪)

○ કર્મનાં નિયામકો—
૧. પ્રસંગ, ૨. પ્રારબ્ધ, ૩. પ્રજ્ઞા. (૩૬૫)

○ "કોઽહં"ના જવાબ પર કર્તવ્યનો નિર્ણય નિર્ભર છે. (૩૬૬)

○ 'હવાની ઓરડી' નામની કોઈ એકાદી અલાયદી ઓરડી નથી હોતી. બધા જ ઓરડાઓમાં હવા જોઈએ. તેમ, ધર્મ નામનો કોઈ સ્વતંત્ર વિષય નથી. તમામ વ્યવહારમાં ધર્મ જોઈએ. (૩૬૭)

○ છોડને જમીનમાં રોપવાથી એને જમીનમાંથી પોષણ મળે છે, તે જ રીતે ચિત્તને આત્મામાં રોપવાથી તેને આત્મામાંથી પોષણ મળે છે. (૩૬૮)

○ સ્વધર્મ નક્કી કરવો પડતો નથી; કારણ કે આપણે કંઈ આકાશમાંથી અચાનક નથી ટપકયાં. આપણી પાછળ પ્રવાહ છે. સ્વ-ધર્મ આ પ્રવાહથી નક્કી થાય છે. (૩૬૯)

○ 'ભૂતને ભાગવતનો આધાર' મળી શકે છે, એમાં ભાગવતનો પણ દોષ છે જ. (૩૭૦)

○ આખા જગતનું ઐકય કરવાની કલ્પના શોધી કાઢવી સહેલી છે. પણ પોતાના ખુદના મનનો ક્રોધ જીતવો અઘરો છે. (૩૭૧)

○ 'રાધા' એટલે નિષ્કામ આરાધના. (૩૭૨)

◘ જ્યાં પાવિત્ર્ય ત્યાં સૌંદર્ય. જ્યાં સૌંદર્ય ત્યાં કાવ્ય. (૩૭૩)

○ 'धर्माद् अर्थश्च कामश्च' આ તંગ આવી ગયેલ વ્યાસનું વચન છે. તેમની ઇચ્છા 'धर्मान् मोक्षः' એમ કહેવાની છે. (૩૭૪)

● આત્મશક્તિની શ્રેણી પર ઈશ્વરશક્તિની શ્રેણી નિર્ભર છે. (૩૭૫)

○ 'પર' એટલે 'બીજો' અને 'પર' એટલે 'શ્રેષ્ઠ'. બીજાને પોતાથી શ્રેષ્ઠ માનીને ચાલે, એ છે સાધકની મનોભૂમિકા. (૩૭૬)

● આકાશમાં જેવી રીતે ભૌતિક હવાઓ વહેતી હોય છે, તેવી રીતે આધ્યાત્મિક હવાઓ પણ વહે છે. એ હવાઓનો ઊગમ મુક્ત પુરુષોમાં હોય છે. એમના અવ્યક્ત સ્પર્શે બદ્ધો મુમુક્ષુ બને છે. (૩૭૭)

○ ભક્ત પ્રાણ-વૃત્તિથી રહે છે, મતલબ મનોવૃત્તિથી નથી રહેતા. નિર્વાસન થઈને રહે છે. (૩૭૮)

○ નૃસિંહની પૂજા, પ્રહ્‌લાદનું અનુકરણ. (૩૭૯)

● જે ત્યાગમાંથી અભિમાન પેદા થાય છે તે ત્યાગ નથી. ત્યાગમાંથી શાંતિ મળવી જોઈએ. ઝેરીલી હવાનો મેં ત્યાગ કર્યો તેમાં મેં શું વિશેષ કર્યું? મારી શાંતિ મેં મેળવી. છેવટે તો, અભિમાનનો ત્યાગ જ ખરો ત્યાગ છે. (૩૮૦)

◘ મુકામે પહોંચવાની ઉત્સુક્તાને કારણે રસ્તો વિઘ્નરૂપ લાગે છે. પણ એ ભૂલવું ન જોઈએ કે મુકામે પહોંચાડનારું

એ જ સાધન છે. જલદી પહોંચવાની તાલાવેલી હોય તો પગલાં ઝડપભેર માંડવાં જોઈએ. (૩૮૧)

◉ કામ-ક્રોધથી પણ જ્ઞાન સિદ્ધ થાય છે. જો આ જ્ઞાનને આપણે વિનવી શકીએ તો કામ-ક્રોધ શમી જશે. (૩૮૨)

◉ યતત્ + વિપશ્ચિત્ + મત્પર = સ્થિતપ્રજ્ઞ. (૩૮૩)

◉ મનુષ્ય ગમે તેટલો વિદ્વાન હોય, પણ જો એનું જ્ઞાન દેહમાં સમાતું હોય તો તે જ્ઞાનનું માપ ઉઘાડું જ છે. (૩૮૪)

◉ ઉપયોગિતા એ ધર્મનું શરીર છે, ચિત્ત-શુદ્ધિ આત્મા. (૩૮૫)

◉ જ્ઞાનદેવની ભાષામાં ગીતા-તત્ત્વ નિત્ય-નૂતન છે. જે નિત્ય-નૂતન તે જ સનાતન. (૩૮૬)

◉ સાધકોએ જગતની સ્મારક શક્તિ વધારવાના ઉપાય શોધવા. (૩૮૭)

◉ અર્જુન પૂછે છે : ઇચ્છા ન હોવા છતાં મનુષ્ય પાપ કયા કારણે કરે છે ? ભગવાન જવાબ વાળે છે : ઇચ્છા હોય છે એટલે કરે છે. (૩૮૮)

◉ વેદ 'एकं सत्' કહે છે, પણ સાથોસાથ 'विप्रा बहुधा वदन्ति' પણ કહે છે. 'मूढा बहुधा वदन्ति' કહેવાની તેની તૈયારી નથી. આમાં વેદની અવિરોધ-વૃત્તિ જોવા મળે છે. (૩૮૯)

◉ ૧. ચિત્ત-શુદ્ધિ, ૨. દેશ-સેવા, ૩. વિશ્વ-પ્રેમ, ૪. દેવ-પૂજા. (૩૯૦)

◉ 'तत्त्व'-ભાવના એ સાત્ત્વિક મનનો એક રોગ છે. (૩૯૧)

◘ "તમારાથી ભોગ નથી છોડાતો, તો ઓછામાં ઓછું ભગવાનના નામે ભોગવો." "તમારાથી ભોગ નથી છોડાતો, તો ઓછામાં ઓછું ભગવાનના નામે ન ભોગવો." (૩૯૨)

◘ દેહ – તમસ્, ઇંદ્રિયો – રજસ્, બુદ્ધિ – સત્ત્વ, આત્મા – ગુણાતીત. (૩૯૩)

◘ સિદ્ધિ બે પ્રકારની છેઃ ૧. વૈરાગ્ય-સાધક અને ૨. ઐશ્વર્ય-સાધક. પહેલી મોક્ષાનુકૂળ છે, બીજી મોક્ષ-વિરોધી. (૩૯૪)

◘ અધ્યયનમાં લંબાઈ, પહોળાઈ અને ઊંડાણ એ ત્રણે જોઈએ.

લંબાઈ— દીર્ઘકાળ,
પહોળાઈ— નૈરન્તર્ય,
ઊંડાણ— સત્કાર. (૩૯૫)

◘ ગુણવાનની ઉપાસના સગુણ કહેવાઈ, તો ગુણોની ઉપાસના નિર્ગુણ કહેવાશે. (૩૯૬)

◘ લક્ષ્મી, શક્તિ અને સરસ્વતી એ (અનુક્રમે વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણની) સુરક્ષિત દેવીઓ છે. એકલી સેવાદેવી જ સાર્વજનિક દેવી છે. (૩૯૭)

◘ સત્ત્વોદય— બુદ્ધિ,
સત્ત્વોત્કર્ષ— ઇંદ્રિયજય,
સત્ત્વશુદ્ધિ— ભક્તિ. (૩૯૮)

◘ તારું તે તારું અને મારું એ પણ તારું—આવો અદ્વૈતનો વિનિયોગ છે. કારણ કે, મારું અદ્વૈતજ્ઞાન મને લાગુ પડે છે, બીજાને નહીં. (૩૯૯)

○ આળસ, અજ્ઞાન અને અશ્રદ્ધા આ ત્રણ ‘ મહારિપુ ’ છે. (૪૦૦)

○ સંસારના ઊંડાણથી ડરીશ નહીં. તારે તો સપાટી પરથી જ તરીને જવું છે ને ? કે અંદર ડૂબવું છે ? (૪૦૧)

○ સર્વ-ભૂત-હિત એ નિર્ગુણ ઉપાસના છે. એને નીતિની બાહ્ય કસોટી માનીને ‘ જનહિતવાદ ’ સાથે સરખાવવી ઠીક નથી. (૪૦૨)

○ લોકસેવા નમ્ર કર્તવ્ય છે.
લોકસંગ્રહ મોટો અધિકાર છે. (૪૦૩)

○ ‘ દ્રષ્ટવ્યઃ શ્રોતવ્યો મન્તવ્યો નિદિધ્યાસિતવ્યઃ ’ આવી શ્રુતિ છે. આમાંથી શ્રોતવ્યાદિ ત્રણ દ્રષ્ટવ્યનાં સાધન મનાય છે. પણ દ્રષ્ટવ્યાદિ ત્રણ નિદિધ્યાસિતવ્યનાં સાધન માનવા પણ શક્ય છે. (૪૦૪)

○ દેહસંબદ્ધતા— બદ્ધ,
દેહવ્યતિરિક્તતા— બુદ્ધ,
દેહાતીતતા— શુદ્ધ,
દેહરહિતતા— મુક્ત. (૪૦૫)

○ વ્યાપક વિશ્વસંસ્થા, મર્યાદિત માનવ્ય-સંસ્થા તથા વિશિષ્ટ શરીર-સંસ્થા મનુષ્યની આ ત્રણ સહજ સંસ્થા છે. આનાથી જ બંધન છે. આમાંથી જ મોક્ષનો રસ્તો છે. (૪૦૬)

○ સાંકેતિક વિજ્ઞાન, નૈતિક વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, આધ્યાત્મિક વિજ્ઞાન. (૪૦૭)

■ પાણિનિનો જે ઉત્તમ પુરુષ એ જ ભગવાનનો પુરુષોત્તમ. (૪૦૮)

● સૂર્યની જ નહીં, જળસૂર્યની પણ પ્રભા પ્રસરે છે. જ્ઞાનની જ નહીં, જ્ઞાનના આભાસની પણ કદર થાય છે. (૪૦૯)

● હિમાલય સુંદર છે, પણ એની સુંદરતા અંગેની મારી કલ્પના એનાથીય સુંદર છે. એનું શું કારણ? આત્માની સુંદરતાની બરાબરી જડ વસ્તુની સુંદરતા કેવી રીતે કરવાની? (૪૧૦)

● પરોપકારનાં કામો ચિત્તશુદ્ધિ કરશે, પરંતુ તે નિરહંકાર-વૃત્તિથી કરાયેલાં હશે તો. (૪૧૧)

● 'શ્રુતિવચનને અર્થનો બોજ નથી હોતો' એવું આચાર્ય કહે છે એનો અર્થ એ છે કે શ્રુતિવચન ગમે તેટલો બોજો સહન કરે છે, ગમે તેવો બોજ સહન કરે છે તેમ નહીં. (૪૧૨)

● જ્ઞાનની જ્ઞાનગમ્યતા એટલે પૂર્વજન્મની સિદ્ધિ, એટલે જ આત્માની અમરતા. (૪૧૩)

● આસક્તોની આસક્તિથી આત્માની અમરતાની સિદ્ધિ નહીં થાય; કારણ કે આસક્તિ ભ્રમજનિત છે. વિરક્તોની અનાસક્તિ જ આત્માની અમરતાનો વાસ્તવિક પુરાવો છે. (૪૧૪)

● કદી સત્યને માટે હિંસા, અને કદી અહિંસાને માટે અસત્ય— આમ બન્નેને એકઠાં કરીને બંનેને ઉડાવી દેવાનો તાર્કિકોનો ધંધો છે. (૪૧૫)

● અહિંસાદિ હોવા છતાં આત્મજ્ઞાનનો ઉદય થયેલો નથી, એવું હું માની શકું છું. પણ આત્મજ્ઞાનોદય થયેલો હોવા છતાં અહિંસાદિ નથી, એવું માનવું મારા માટે અઘરું છે. (૪૧૬)

● ગૃહાભિમાન જવાથી ગૃહબંધન છૂટે છે. તે માટે ઘર છોડવાની કે ઘર પાડવાની જરૂર નથી. તેવી જ રીતે દેહાભિમાન ગયું એટલે દેહબંધન છૂટી જવું જોઈએ. તે માટે દેહ છોડવાની કે દેહ પાડવાની જરૂર હોવાને કારણ નથી. (૪૧૭)

● મા પરથી સ્ત્રી પર, સ્ત્રી પરથી પુત્ર પર — આ પ્રેમની અધોગતિ. મા પરથી સંતો પર, સંતો પરથી ભગવાન પર આ પ્રેમની ઊર્ધ્વગતિ. (૪૧૮)

● 'आम्नायस्य क्रियार्थत्वात् आनर्थक्यं अतदर्थानाम्' આ જૈમિનિના સૂત્રમાં 'क्रियार्थत्वात्'ને બદલે 'दर्शनार्थत्वात्' એવો ફરક કરીને હું વાંચું છું. (૪૧૯)

● ઈશ્વર સાથે સાધર્મ્ય પામેલા પુરુષ પર વિશ્વની કોઈ પણ ચળવળના ઉત્પત્તિ-વિનાશનું પરિણામ થવું શકય નથી. (૪૨૦)

● ભિન્ન દેવો એક જ ભગવાનની ગુણ-મૂર્તિઓ છે. (૪૨૧)

● શોધન-ત્રયી :
૧. વિચાર-શોધન, ૨. વૃત્તિ-શોધન, ૩. વર્તન-શોધન. (૪૨૨)

◉ સાધુસંતોને પણ આપણે 'ભોગ્ય' બનાવવા માંગીએ છીએ. પણ તેઓ આપણે પચાવી શકીએ તેવા નથી હોતા, એનો આપણી પાસે કોઈ ઇલાજ નથી. (૪૨૩)

◉ પાછળનો 'પશુ' ગમતો નથી, આગળનો 'મનુષ્ય' હજી બન્યો નથી, આ વચલી ભયાનક સાધકાવસ્થાને હું સાધનાનો નૃ-સિંહાવતાર કહું છું. (૪૨૪)

◉ મને ધુમ્મસ બીજી તરફ દેખાય છે. બીજાને ધુમ્મસ મારી પાસે દેખાય છે. હકીકતમાં ધુમ્મસ ચારે બાજુ છે. મને બીજાની સ્થિતિમાં સમાધાન દેખાય છે. બીજાને મારી સ્થિતિમાં સમાધાન દેખાય છે. વાસ્તવિક સમાધાન સર્વત્ર છે. પણ એની ઓળખાણ થવી જોઈએ. (૪૨૫)

◉ જીવનમાં ભય રાખવાથી મરણ નિર્ભય થશે. (૪૨૬)

◉ બચપણમાં ગણપતિને પધરાવતી વખતે અંતરમાં ખૂબ આઘાત થતો. આટલા પ્રેમથી જેની સ્થાપના કરી, આટલા દિવસ પૂજા કરી, તેમને ડુબાડવાની કલ્પના સહન નહોતી થતી. પણ મૂર્તિપૂજાની મર્યાદા શીખવવા માટે હિંદુ ધર્મે આ પદાર્થપાઠ-નિર્માણ કર્યો છે. (૪૨૭)

◉ 'ભીષ્મ' અને 'વિભીષણ' બન્નેનો અર્થ 'ભયંકર'. કોઈને ભીષ્મ સ્વપક્ષનિષ્ઠ અને વિભીષણ દેશદ્રોહી લાગે છે, તો કોઈને ભીષ્મ સત્યદ્રોહી અને વિભીષણ સત્યનિષ્ઠ લાગે છે. પણ મનુષ્યોની યોગ્યતા માપવાની પુરાણકારોની કસોટી જ કંઈ નિરાળી જણાય છે, કારણ કે તે બંનેને 'પરમ ભાગવત' કહે છે. (૪૨૮)

● નવા રાજા સાથે નવો સિક્કો આવ્યો જ સમજો. તે જ રીતે નવું તત્ત્વજ્ઞાન આવતાં તેની સાથે તેની ભાષા પણ નવી બને છે. (૪૨૯)

● 'હું જ્ઞાની' એ પણ અહંકાર, 'હું મૂઢ' એ પણ અહંકાર. (૪૩૦)

● શાસ્ત્રાર્થને આઘોપાછો કરવો એ કળિયુગનું મોટું પાપ છે. (૪૩૧)

● મનુષ્ય પહેલાં દરિદ્રી થાય છે. દ્રવ્ય પાછળથી જાય છે. પહેલાં પ્રાપ્તિ પછી ફળ. 'મર્યા પહેલાં જ મૂઓ' (मरणा-आधी राहिलों मरोनि)નો આ જ અર્થ છે. (૪૩૨)

● વાદ્ગુ પ્રવાહ-પતિત સાધનો વાપરીને છૂટી જાય છે. યોગી સાધનોને અનુકૂળ પ્રવાહ નિર્માણ કરે છે. બંનેને બંને વાતો યથાસંભવ કરવી પડે છે. (૪૩૩)

● કર્મયોગી— બળેલી આકૃતિ— માત્ર છાણું.
સંન્યાસી— બળીને રાખ થયેલું નિરાકાર છાણું. (૪૩૪)

● કર્મયોગી— ધોળા દૂધવાળી કાળી ગાય.
સંન્યાસી— ધોળા દૂધવાળી ધોળી ગાય. (૪૩૫)

● કર્મયોગી— સૂર્યની જેમ અખંડ કર્મ કરે છે.
સંન્યાસી— સૂર્યની જેમ અખંડ અકર્તા હોય છે. (૪૩૬)

● જનતા જડ હશે તો પણ થર્મોમિટરની જેમ અચૂક યોગ્યતા-માપક છે. (૪૩૭)

○ પહેલાં આશ્રમમાં એક ભેંસ હતી. તે એના પાડરાંને દૂધ પિવડાવતી હતી તેવી જ રીતે બીજી ભેંસોનાં પાડરાંને કે ગાયનાં વાછરુંને પણ દૂધ પિવડાવતી હતી. કોઈ એને જડ કહેતું. હું તેની પાસેથી સમત્વબુદ્ધિ શીખ્યો. (૪૩૮)

○ ઉત્તરોત્તર અનુદ્ભૂત ચૈતન્ય શ્રેષ્ઠતર માનવાને માટે પણ કારણ છે. (૪૩૯)

○ ઋષિની સમત્વબુદ્ધિનું પરિણામ સંસ્કૃત ભાષાની ઉચ્ચારણપદ્ધતિમાં પણ દેખાઈ આવે છે. (૪૪૦)

○ જ્ઞાન પછી થનારું કર્મ કેવળ આભાસરૂપ છે. પડછાયાને કારણે જે રીતે મનુષ્યનું એકાંત તૂટતું નથી, તે રીતે તે છાયા-રૂપ કર્મને કારણે જ્ઞાનનું એકાંત પણ તૂટવું ન જોઈએ. (૪૪૧)

○ પ્રજાપતિનો મંત્ર 'द'.

દેવોનો અર્થ— દમન કરો, અસુરોનો અર્થ— દયા કરો, મનુષ્યનો અર્થ— દાન કરો, મારો અર્થ— દગડ ( પથ્થર ) બનો.

'स एषो ऽदमाख्णः । छां० (૨) ૨-૮ (૪૪૨)

○ વેદમંત્રથી પણ નામનો મહિમા અધિક છે. નામમાં અમર્યાદ શક્તિ ભરી શકાય છે. (૪૪૩)

○ એક પલ્લામાં વૈરાગ્ય અને બાકીની બધી સાત્ત્વિકતા બીજા પલ્લામાં નાંખીને તોળ્યું તો વૈરાગ્યનું પલ્લું ભારે નીકળ્યું. (૪૪૪)

○ વાલ્મીકિની પ્રતિભા, વ્યાસની પ્રજ્ઞા અને શુકના પ્રેમનો સરવાળો કરીએ તો ઈશ્વરત્વ માપવાનું એક નાનકડું એકમ થઈ શકશે. (૪૪૫)

● સ્વપ્નમાંનાં સુખદુઃખના અનુભવ પરથી મરણ પછી જીવને સૂક્ષ્મ દેહમાં ભોગવવા પડનારાં સુખદુઃખોની કલ્પના આવી શકે છે.

૧. મરણ— નિદ્રા, ૨. સૂક્ષ્મ દેહ— સ્વપ્ન, ૩. સ્વર્ગ— સ્વપ્નગત સુખો, ૪. નરક— સ્વપ્નગત દુઃખો, ૫. બ્રહ્મલોક— સુષુપ્ત, ૬. પુનર્જન્મ— પુનર્જાગરિત. (૪૪૬)

● રામાવતારમાં ભગવાને ખૂબ સેવા લીધી. કૃષ્ણાવતારમાં ખૂબ સેવા કરી. (૪૪૭)

● વર્તુળાકારમાં ઘૂમનાર માટે મુકામની જગ્યા ક્યાંય નથી; અથવા જ્યાં બેઠો હોય તે જગ્યાએ હોય છે. (૪૪૮)

● રૂપક વગેરેની શક્યતા એ અદ્વૈતનું નૈસર્ગિક પ્રમાણ છે. ઉપાસનાનો આધાર પણ આ જ અદ્વૈત પ્રમાણ પર છે. (૪૪૯)

● પ્રવૃત્તિનો વિરોધ કરનારી નિવૃત્તિ એ ખરી નિવૃત્તિ નથી. તે પ્રવૃત્તિનો જ પ્રકાર છે. પ્રવૃત્તિને જે સહેજે પોતાનામાં સમાવી શકે તે નિવૃત્તિ. (૪૫૦)

● વૈરાગ્ય એટલે મારેલો રજોગુણ. પરમાર્થમાંનો બધો ઊભરો વૈરાગ્યને કારણે છે. (૪૫૧)

● પાપવિરુદ્ધ ચાર શક્તિ પોતપોતાના બળે લડે છે:

૧. પુણ્ય, ૨. ભોગ, ૩. પ્રાયશ્ચિત્ત, ૪. આત્મજ્ઞાન. (૪૫૨)

● સત્યના વિરોધમાં જે કંઈ ઊભું રહેશે, તે સહેજે જ ખોટું ઠરશે. (૪૫૩)

◙ ધનુર્ધારી રામે યજ્ઞમાં વિઘ્ન નાખનારા રાક્ષસોથી ઋષિઓનું રક્ષણ કર્યું, એ કેવળ ઐતિહાસિક જ નહીં, બલ્કે ત્રૈકાળિક સત્ય છે. (૪૫૪)

◙ અન્વેષણાનું નિયમન એ યજ્ઞનો ઉદ્દેશ છે. (૪૫૫)

◙ બુદ્ધિ એ આત્મદર્શનનું મહાદ્વાર છે. બુદ્ધિ ખૂલી કે અંદર આત્મા ઊભો જ છે. (૪૫૬)

◙ દેવોનું સ્વરૂપ આધ્યાત્મિક હોય છે. દાખલા તરીકે,
સૂર્યદેવ— પ્રેરણા,
આપોદેવ— શ્રદ્ધા,
ગૃહદેવ— સ્થિરતા,
વન દેવ— સ્વતંત્રતા.

આ સમજ્યા વિના પણ શ્રદ્ધાપૂર્વક પૂજા કરનારને સામાન્ય ચિત્તશુદ્ધિ લાભશે, પણ વિશિષ્ટ ચિત્તશુદ્ધિ દેવતાના સ્વરૂપ-જ્ઞાન પર નિર્ભર છે. (૪૫૭)

◙ સિદ્ધિ એ શુદ્ધિની કસોટી છે. આ કસોટીમાં અનેક જન્મો નીકળી જવાનો ય સંભવ છે. તાવ ચઢી રહ્યો છે એમ રોગીને ખબર પડે છે, પણ ખરેખર તાવ કેટલો છે એની તો થર્મોમીટરથી જ ખબર પડે છે. (૪૫૮)

◙ જેવી રીતે આજે આપણે સત્યાગ્રહનો સામુદાયિક પ્રયોગ કરી જોઈએ છીએ, તેવી રીતે સંન્યાસ-તત્ત્વનો સામુદાયિક પ્રયોગ કરવો એ સંન્યાસાશ્રમનો હેતુ છે. વ્યક્તિગત પ્રયોગમાંની વિશિષ્ટ ઉજ્જ્વળતા સામુદાયિક પ્રયોગમાં ઊતરતી ન હોય તો પણ તેમાં એક પ્રકારની વ્યાપક ઉજ્જ્વળતા હોય છે. (૪૫૯)

○ પાછલા ગુણદોષોના સ્મરણથી આત્માનું અપમાન ન થાય, એટલે ભગવાને પૂર્વજન્મોના વિસ્મરણની યોજના કરી છે. (૪૬૦)

○ સંસારને સમુદ્રની ઉપમા આપવામાં આવે છે. સમુદ્રમાં પડેલા માણસને જેવી રીતે આગામી ક્ષણની રાહ ન જોતાં વર્તમાન ક્ષણમાં જ તરવું જોઈએ, તે રીતે સંસારમાંથી છૂટવાનો પ્રયત્ન પણ ચાલુ ક્ષણમાં જ કરવો જોઈએ. (૪૬૧)

○ કર્મ એટલે પ્રત્યક્ષ સેવા. ભક્તિ એટલે સેવા-ભાવ. (૪૬૨)

○ મોરલીનો ધ્વનિ મને કૃષ્ણસ્મરણથી સમાધિસ્થ કરી શકે છે. પણ— ૧. અંધારી રાત હોવી જોઈએ. ૨. કોણ વગાડે છે તેની ખબર ન હોવી જોઈએ. ધ્વનિ દૂરથી આવતો હોવો જોઈએ.

આનું કારણ અવ્યક્તનું સામર્થ્ય. (૪૬૩)

○ મનમાં વાસના જાગે તો પણ તન્મૂલક બાહ્ય કર્મ જો નિશ્ચયપૂર્વક ટાળવામાં આવે તો વાસના જોર પકડશે નહીં. (૪૬૪)

○ વૈરાગ્યની વિવેકયુક્તતા એ જ વૈરાગ્યની દૃઢતા. (૪૬૫)

⊙ શાશ્વત સ્વરૂપની સેવા કદી ય આંગળીએ ચીંધી બતાવી શકાય તેવી નથી હોતી.

अक्षरम् अनिर्देश्यम् । (૪૬૮)

■ નિર્ગુણને કારણે સગુણને યોગ્ય મર્યાદા રહે છે. એ ન રહે તો સગુણ સદોષ બનશે. (૪૬૯)

■ વિશ્વ એટલે સૂતેલા વિષ્ણુ જ છે. એને પ્રેમાદરપૂર્વક વિનવીને જ જગાડવા જોઈએ. (૪૭૦)

⊙ જે અર્થ શબ્દને અને તત્ત્વને અનુસાર હોય તે ખરો. આવો અર્થ 'शब्दे परे च निष्णात' જ જાણી શકે છે. (૪૭૧)

⊙ યોદ્ધા અને મુત્સદ્દી મળીને યુદ્ધ સફળ થાય છે. સત્યાગ્રહના યુદ્ધમાં અહિંસા યોદ્ધો છે અને સત્ય મુત્સદ્દી. (૪૭૨)

⊙ રાજસ ચંચળ હોય છે એ રાજસનો મોટો ઉપકાર છે. તે સ્થિર હોત તો અનર્થનો પાર ન રહેત. (૪૭૩)

■ સત્ત્વગુણ વગર એકાગ્રતા નહીં. તમસ્ શૂન્યાગ્ર અને રજસ્ અનેકાગ્ર છે. (૪૭૪)

■ રજસ-તમસ્ નિઃશેષ થવાથી સત્ત્વગુણ વગર મર્યે મરી જાય છે. (૪૭૫)

⊙ ગાયત્રી વગેરે મંત્રોનો 'उपांशु'-જપ નિશ્ચિત કરેલો છે. એટલે એ મંત્ર હળવા અવાજે, મનમાં ને મનમાં જાણે પોતાની જાતને જ કહેતો હોય એ રીતે જ જપવાનો છે, અર્ધોન્મીલિત દૃષ્ટિનો જે હેતુ છે, તે જ આ 'उपांशु' જપનો હેતુ છે. (૪૭૬)

○ પાછલા ગુણદોષોના સ્મરણથી આત્માનું અપમાન ન થાય, એટલે ભગવાને પૂર્વજન્મોના વિસ્મરણની યોજના કરી છે. (૪૬૦)

○ સંસારને સમુદ્રની ઉપમા આપવામાં આવે છે. સમુદ્રમાં પડેલા માણસને જેવી રીતે આગામી ક્ષણની રાહ ન જોતાં વર્તમાન ક્ષણમાં જ તરવું જોઈએ, તે રીતે સંસારમાંથી છૂટવાનો પ્રયત્ન પણ ચાલુ ક્ષણમાં જ કરવો જોઈએ. (૪૬૧)

○ કર્મ એટલે પ્રત્યક્ષ સેવા. ભક્તિ એટલે સેવા-ભાવ. (૪૬૨)

○ મોરલીનો ધ્વનિ મને કૃષ્ણસ્મરણથી સમાધિસ્થ કરી શકે છે. પણ— ૧. અંધારી રાત હોવી જોઈએ. ૨. કોણ વગાડે છે તેની ખબર ન હોવી જોઈએ. ધ્વનિ દૂરથી આવતો હોવો જોઈએ.

આનું કારણ અવ્યક્તનું સામર્થ્ય. (૪૬૩)

○ મનમાં વાસના જાગે તો પણ તન્મૂલક બાહ્ય કર્મ જો નિશ્ચયપૂર્વક ટાળવામાં આવે તો વાસના જોર પકડશે નહીં. (૪૬૪)

○ વૈરાગ્યની વિવેકયુક્તતા એ જ વૈરાગ્યની દૃઢતા. (૪૬૫)

○ સમુદ્રનો દેખાવ આનંદમય છે. પણ તે તીર પર ઊભા રહીને જોનારા માટે, અંદર ડૂબનારા માટે નહીં. (૪૬૬)

○ ડુંગર પર જેટલું ઊંચે ચડો તેટલો દેખાવ અધિક ભવ્ય દેખાય છે. આચરણની ઉચ્ચતા પર વિચારોની ભવ્યતા અવલંબિત છે. (૪૬૭)

⊙ શાશ્વત સ્વરૂપની સેવા કદી ય આંગળીએ ચીંધી બતાવી શકાય તેવી નથી હોતી.

अक्षरम् अनिर्देश्यम् । (૪૬૮)

⊙ નિર્ગુણને કારણે સગુણને યોગ્ય મર્યાદા રહે છે. એ ન રહે તો સગુણ સદોષ બનશે. (૪૬૯)

⊙ વિશ્વ એટલે સૂતેલા વિષ્ણુ જ છે. એને પ્રેમાદરપૂર્વક વિનવીને જ જગાડવા જોઈએ. (૪૭૦)

⊙ જે અર્થ શબ્દને અને તત્ત્વને અનુસાર હોય તે ખરો. આવો અર્થ 'शब्दे परे च निष्णात' જ જાણી શકે છે. (૪૭૧)

⊙ યોદ્ધા અને મુત્સદ્દી મળીને યુદ્ધ સફળ થાય છે. સત્યાગ્રહના યુદ્ધમાં અહિંસા યોદ્ધો છે અને સત્ય મુત્સદ્દી. (૪૭૨)

⊙ રાજસ ચંચળ હોય છે એ રાજસનો મોટો ઉપકાર છે. તે સ્થિર હોત તો અનર્થનો પાર ન રહેત. (૪૭૩)

⊙ સત્ત્વગુણ વગર એકાગ્રતા નહીં. તમસ્ શૂન્યાગ્ર અને રજસ્ અનેકાગ્ર છે. (૪૭૪)

⊙ રજસ-તમસ્ નિઃશેષ થવાથી સત્ત્વગુણ વગર મર્યે મરી જાય છે. (૪૭૫)

⊙ ગાયત્રી વગેરે મંત્રોનો 'उपांशु'-જપ નિશ્ચિત કરેલો છે. એટલે એ મંત્ર હળવા અવાજે, મનમાં ને મનમાં જાણે પોતાની જાતને જ કહેતો હોય એ રીતે જ જપવાનો છે, અર્ધોન્મીલિત દૃષ્ટિનો જે હેતુ છે, તે જ આ 'उपांशु' જપનો હેતુ છે. (૪૭૬)

⊙ સર્વોચ્ચ તત્ત્વો સર્વવ્યાપક અને સર્વોપયુક્ત હોવાથી સર્વસુલભ હોય છે. (૪૭૭)

⊙ અહંકારના ડુંગરમાંથી ન નીકળતાં અને ફળના સમુદ્રમાં પ્રવેશ ન કરતાં અનાસક્તનાં કર્મો મૃગજળની લહેરોની જેમ અત્યંત ઉત્સાહપૂર્વક ચાલતાં હોય છે. (૪૭૮)

⊙ ભગવાનની ઇચ્છાથી જ કાર્ય થાય છે, પણ આપણી કૃતિ ભગવાનની ઇચ્છાના વાહનરૂપે છે. (૪૭૯)

□ આકાશ આડખીલીરૂપ નથી એટલે કોઈ આકાશને અભાવરૂપ માને છે. પણ આકાશ આડખીલીરૂપ નથી થતું તો ય અવકાશ કરી આપે છે એટલે તે ભાવરૂપ જ માનવું જોઈએ. તે આડખીલીરૂપ નથી તેનું કારણ તેનું અભાવરૂપત્વ નથી પણ અપરિચ્છિન્નત્વ છે. (૪૮૦)

⊙ ઈશ્વર બેવડો અવતાર ધારણ કરી ધર્મની, તત્ત્વની સ્થાપના કરે છે: ૧. કાલાવતાર અને ૨. પુરુષાવતાર. કલાવતાર અધર્મની અશક્તા દેખાડે છે, પુરુષાવતાર અધર્મની અનિષ્ટતા. (૪૮૧)

⊙ વસ્તુમાં આકાર હોય છે. આકારમાં વસ્તુ નથી હોતી અને વસ્તુમાં પણ આકાર (વસ્તુથી વેગળો) નથી હોતો, આ જ વાસ્તવિક ચમત્કાર છે. (૪૮૨)

⊙ બુદ્ધિ અને ભાવનાનો સમન્વય એટલે જ વિવેક. (૪૮૩)

□ ક્ષેત્રમાંના ક્ષેત્રજ્ઞને જે જોઈ નથી શકતો તે ક્ષેત્રને શું જોવાનો? જેણે દીવાની જ્યોત જોઈ નથી, તેણે દીવાને શું જોયો? (૪૮૪)

○ ' સતત શ્વાસોચ્છવાસ લે ' આ વિધિ અને ' ઊંધે માથે ચાલીશ નહીં ' આ નિષેધ જે કારણસર મને લાગુ પડતો નથી, તે જ કારણસર જ્ઞાની પુરુષને નૈતિક વિધિનિષેધ લાગુ નથી પડતા. નૈતિક વિધેય જ્ઞાની પુરુષમાં સહજ હોય છે, નૈતિક નિષેધ્ય પણ સહજ જ નથી હોતાં. (૪૮૫)

□ ધ્યાન એટલે વિશ્વના આપણા પર થનારા ઘાને ચૂકવવાની તાત્કાલિક યુક્તિ છે. જ્ઞાનથી આપણે વિશ્વ પર ઘા કરીને તેને કાયમનું ઘાયલ કરીએ છીએ. વિશ્વ નષ્ટ કરવું એ ધ્યાનનું રૂપ. વિશ્વને જ બ્રહ્મરૂપ જોવું એ જ્ઞાનનું રૂપ. (૪૮૬)

● કર્તવ્યત્રયી— ૧. સત્યનિષ્ઠા, ૨. ધર્માચરણનો પ્રયત્ન, ૩. હરિસ્મરણરૂપ સ્વાધ્યાય. (૪૮૭)

● સંતો કરતાંય સત્ય શ્રેષ્ઠ છે. સત્યના અંશમાત્રમાંથી સંતો નિર્માણ થયેલા છે. (૪૮૮)

● શ્વાસ બહાર કાઢતી વખતે એંજિનમાંથી બહાર નીકળનારી વરાળના અવાજની જેમ ' સો ' એવો અવાજ થાય છે, અને શ્વાસ અંદર લેતી વખતે ઘુમ્મટના અવાજની જેમ ' હમ્ ' એવો અવાજ થાય છે. માત્ર આટલા ધ્વનિસામ્ય પરથી જ ' સોઽહમ્ 'ની માંડણી શ્વસનક્રિયા પર નથી. આ તો બાહ્ય નિશાની છે. શ્વસનક્રિયામાંનો આધ્યાત્મિક હેતુ બ્રહ્માંડમાંની વ્યાપક ભાવનાથી પિંડમાંની સંકુચિત ભાવના ધોઈ કાઢવાની છે. આ હેતુ ' સોઽહમ્ 'થી સૂચિત થાય છે, એટલે શ્વસનક્રિયા પર ' સોઽહમ્ 'ની માંડણી છે. (૪૮૯)

● ક્રોધી પુરુષના મૌનથી તેમનું મૌન સિદ્ધ નથી થતું, ક્રોધ

● યોગનો સાર—

૧. યમ, ૨. નિયમ, ૩. સંયમ. (૪૯૭)

● વ્યક્તિનો 'અહં' સમષ્ટિના 'અહં'માં લીન થયા પછી જ ઈશ્વરને અર્પણ થઈ શકે. પહેલાં શુદ્ધિ પછી સમર્પણ. (૪૯૮)

● જ્ઞાન સાવ જૂનું ઉત્તમ. ઉપાસના સાવ છેવટની ઉત્તમ. (૪૯૯)

● આહાર્ય અન્નની વૃત્તિભેદ અનુસાર ત્રિવિધ પારણતિ થાય છેઃ લૈંગિક, પ્રાણિક અને આત્મિક. (૫૦૦)

● અર્થ, સમાજ વગેરે સામાજિક શાસ્ત્ર નિયામક નથી, નિયમિત છે. હું એમને જે નિયમો લાગુ પાડીશ તેમને સ્વીકારવા તે બંધાયેલા છે. (૫૦૧)

● પાણી પોતે થઈને મને ડુબાડી ન શકે. હું પાણીમાં પડીશ તો જ તે ડુબાડી શકે છે. તે પણ હું જ્યાં સુધી તરતો રહું ત્યાં સુધી ડુબાડી ન શકે. હું થાકી જાઉં પછી તે મને ડુબાડી શકે. તે પણ મારી 'દેહબુદ્ધિ' હશે તો ડુબાડી શકે છે, તે વગર ડુબાડી શકે નહીં. આનું નામ 'આત્મ-સ્વાતંત્ર્ય.' (૫૦૨)

● સંત કોણ? મારામાંનો વિશિષ્ટ દોષ જેમનામાં મને દેખાતો નથી, અથવા અલ્પ દેખાય છે, તે મારા માટે સંત. આનાથી વધારે વિચાર કરવાને મારે કંઈ કારણ નથી. (૫૦૩)

● 'सत् ब्रह्म' સિદ્ધ હોય છે.
'चित् ब्रह्म' ધ્યાનમાં આવે છે.
'आनंद ब्रह्म' આંખોમાં ઊભરાય છે.
૧. વિશ્વ, ૨. જીવ, ૩. સંત. (૫૦૪)

○ પૂર્વાચાર્યોનું અનુકરણ અપેક્ષિત નથી, અનુમનન અપેક્ષિત છે. (૫૦૫)

○ અકર્તૃત્વના પ્રકાર—
૧. કર્મત્વ, ૨. નિમિત્તત્વ, ૩. સાક્ષિત્વ. (૫૦૬)

○ દેહમાં મોક્ષની શક્યતા છે, પરંતુ સંભવ નથી. (૫૦૭)

○ કર્મયોગનું યંત્ર સખત રાખવું જોઈએ. ઘર્ષણના ડરે ઢીલું ન રાખવું. ઘર્ષણ ટાળવા માટે ભક્તિનું તેલ પૂરવું. (૫૦૮)

○ અધર્મ, પરધર્મ, ઉપધર્મ— આ ત્રણેય કુમાર્ગો ટાળીને સાધકે સ્વધર્મ આચરવો. (૫૦૯)

○ કર્મયોગમાં કાળ-નિયમન, કર્મ-નિયમન અને કલ્પના-નિયમન આવશ્યક છે. (૫૧૦)

○ હેતુ, પરિણામ અને સ્વરૂપ આ ત્રણે જોઈને કર્મની યોગ્યતા ઠેરવવાની હોય છે. (૫૧૧)

○ દેહાંધતામાં બે દોષ છે: ૧. બહિર્મુખતા અને ૨. સંકુચિતતા. બહિર્મુખતાને કારણે અંદરનો ભગવાન દૂર થાય છે. સંકુચિતતાને કારણે દુનિયા દૂર થાય છે. (૫૧૨)

○ સાધુત્વની દ્વિરૂપ પ્રવૃત્તિ હોય છે. ક્યારેક સંગ્રાહક, ક્યારેક સંશોધક. સંગ્રાહક સાધુત્વ પૂર્વાનુભવનો સમન્વય કરે છે. સંશોધક સાધુત્વ નવીન આવિષ્કાર કરે છે. (૫૧૩)

○ 'શિક્ષણ એટલે સત્સંગતિ.' શિક્ષણની વ્યાખ્યા આનાથી ભિન્ન હું કરી શકું નહીં. (૫૧૪)

○ મારા ધર્મમાં ઉપાસના ઐચ્છિક છે અને એટલે અનિવાર્ય છે. (૫૧૫)

● મમત્વ-બુદ્ધિનું મર્મસ્થાન એ કે તેને કારણે મનુષ્ય પોતાની સાર્વભૌમ સત્તા ગુમાવી બેસે છે. (૫૧૬)

● ઉપાસના એટલે ભગવાનની પાસે બેસવું, એટલે જ બેસવાના સ્થળે ભગવાનને લાવવો. (૫૧૭)

● પહેલાં દુનિયા કેવી છે તે જોવાની, પછી તેના પરથી સિદ્ધાંત નક્કી કરવો— આ વૈજ્ઞાનિક વિચાર-પદ્ધતિ. સમાધિમાં સિદ્ધાંત સ્ફૂર્યો, હવે દુનિયા તેવી હોવા બંધાયેલી જ છે— આ આધ્યાત્મિક નિર્વિચાર-પદ્ધતિ. (૫૧૮)

● પુરુષ દીવા જેવો છે. વીર્ય તેલના સ્થાને છે. પ્રાણ વાટ અને પ્રજ્ઞા જ્યોત. दीपकाय नमो नमः। (૫૧૯)

● સામ્ય અનેક છે. પણ તે બધામાં બ્રહ્મ-સામ્ય અંતિમ અને શ્રેષ્ઠ છે. (૫૨૦)

● પ્રહ્લાદે નવવિધા ભક્તિ કહી છે. પણ ભક્તિ નવવિધા એટલે નવ જ પ્રકારની હોવી જોઈએ, એવો કાયદો નથી. નવવિધા એટલે અનેક પ્રકારની, નવા નવા ઉમંગો દ્વારા પ્રગટ થનારી, એવો ભાવ હું ગ્રહણ કરું છું. (૫૨૧)

● 'पश्यति' દીઠા સિવાય જેને વિશ્વાસ બેસે નહીં તે 'पशु'. 'मनुते' મનનથી જેનું કામ નભે જાય તે 'મનુષ્ય'. (૫૨૨)

● અનુભવીનો અનુભવ—જો તે પ્રામાણિક હોય તો—પ્રમાણ માનવો જોઈએ, પણ એટલે અનુભવીનો નિષ્કર્ષ પ્રમાણ માનવો જોઈએ, એવું નથી હોતું. (૫૨૩)

● ખરું સાધન એક જ— વ્યાકુળતા, તાલાવેલી.
ખરી સિદ્ધિ એક જ— શાંતિ. (૫૨૪)

● સાધક અગ્નિ જેવો હોવો જોઈએ—વિવેક જેનો પ્રકાશ, વૈરાગ્ય ઉષ્ણતા. (૫૨૫)

● परा— નેતિ,
पश्यन्ति— ॐ,
मध्यमा— રામ,
वैखरी— સત્ય. (૫૨૬)

● મનમાં અંતરાયરૂપ પડેલી વસ્તુ દૂર કરીને મન મોકળું કરવું તે અપરિગ્રહનું કાર્ય છે. (૫૨૭)

● બ્રહ્મ કેવળ 'नेति' નથી, બ્રહ્મ 'नेति नेति' છે. જે સગુણ પણ નહીં અને નિર્ગુણ પણ નહીં તે ખરું નિર્ગુણ. (૫૨૮)

● વેદમાં 'सहते' ધાતુના બે અર્થ છે: ૧. સહન કરવું, અને ૨. જીતવું. જે સહન કરે છે તે જ જીતે છે. (૫૨૯)

● નમ્રતા એટલે લચીલાપણું. લચીલાપણામાં ખેંચાવાની શક્તિ છે, જીતવાની કળા છે અને શૌર્યની પરાકાષ્ઠા છે. (૫૩૦)

● જ્ઞાનની ચાર ભૂમિકાઓ—
૧. જ્ઞાન, ૨. વ્યવસાય, ૩. સમાધિ, ૪. પ્રજ્ઞા. (૫૩૧)

● યજ્ઞને કારણે મુખ્યતઃ દૈવિક (એટલે કે પ્રાકૃતિક) શક્તિઓનું સંતુલન રહે છે. દાનથી સામાજિક, અને તપથી માનસિક શક્તિઓનું સંતુલન રહે છે. (૫૩૨)

● દેવી ઉષા ! તું સાત્ત્વિકતાની મૂર્તિ છે. રજોગુણી દિવસ અને તમોગુણી રાતની કાતરમાં સપડાયેલા મનનો છુટકારો તારા સિવાય કોણ કરશે ? (૫૩૩)

● સફળતાથી નમ્રતા અને નિષ્ફળતાથી ઉત્સાહ—આ સફળતા-નિષ્ફળતાનો કર્મયોગમાં વિનિયોગ છે. (૫૩૪)

● 'પ્રિયં બ્રહ્મ'–ઈશ્વર પ્રેમમય છે—એવું શ્રુતિનું વચન છે. ભક્તિમાર્ગનો બીજમંત્ર આ જ. (૫૩૫)

● વેદમાં ઈશ્વરને 'સુરૂપ-કૃત્નુ' કહ્યો છે. સુંદર સૃષ્ટિ રચનારો પોતે કેટલો સુંદર હશે! (૫૩૬)

● અલ્પ શ્રદ્ધાવાળા માણસને લોકો પરમાર્થ હજમ નથી થવા દેતાં, એ લોકોનો ઉપકાર છે. (૫૩૭)

● સાધકની સાધનામાં એક એવી અવસ્થા આવે છે કે જ્યારે તેને આગળ વિચાર કરવા માટે કોઈ અવલંબનની જરૂર પડે છે. તેના વગર ધીરજ ખૂટે છે, નિશ્ચય ડગમગે છે, બુદ્ધિ શંકિત બને છે. આ કસોટીની વેળા હોય છે. (૫૩૮)

● બધાં દાનોમાં અભય-દાન શ્રેષ્ઠ છે. અને તે આપવાનું સામર્થ્ય મુક્ત સિવાય અર્થાત્ ઈશ્વર સિવાય કોઈની પાસે નથી. (૫૩૯)

● સ્વપ્નજય બે પ્રકારનો હોય છે— ૧. સુસ્વપ્નતા, ૨. નિઃસ્વપ્નતા. સુષુપ્તજય એટલે સુષુપ્તિમાં વિચારોનો નિત્ય વિકાસ. (૫૪૦)

● ઉન્મનીમાં સૃષ્ટિની ઓળખાણ નથી. સહજસ્થિતિમાં ઓળખાણ હોઈને ય ઓળખાણ નથી. ઉન્મની કાલ-પરિચ્છિન્ન છે. સહજસ્થિતિ નિત્ય છે. (૫૪૧)

● નિંદાસ્તુતિની બાદબાકી કરનારો મનુષ્ય આપોઆપ મુક્ત થઈ જાય છે. (૫૪૨)

◉ અપરિગ્રહનો ખરો અર્થ દેહભાવનો નાશ થવો તે છે. કારણ કે, દેહ જ મુખ્ય પરિગ્રહ છે. (૫૪૩)

◉ દેહધારી પુરુષે પોતાની બધી પ્રેમશક્તિ એકઠી કરીને કરેલી સંપૂર્ણ સેવાનું અંતિમ ફલિત 'અ-હિંસા' આવા નિષેધક શબ્દથી વ્યક્ત થાય છે. (૫૪૪)

◉ જો ઈશ્વરની સરખામણી બીજી કોઈ એકાદ વસ્તુની સાથે કરી શકાય તો તે જ વસ્તુ ઈશ્વર કેમ નહીં હોય ? કળાકારને ચિત્રની ઉપમા કેવી રીતે દેવાય ? (૫૪૫)

◉ કૂકડાનો અવાજ ૧. તીવ્ર, ૨. મૃદુ, ૩. ક્રમિક, અને ૪. અનુકંપિત હોય છે. જગાડનારની વૃત્તિ આવી જ હોવી જોઈએ. (૫૪૬)

◉ પોતે 'બગડી'ને બીજાને બગાડવા આ સંતોનો સ્વભાવ જ છે. તેમાં ય તરુણોને બગાડવા એ તો તેમનું અવતાર-કાર્ય છે. (૫૪૭)

◉ ભુક્તિ અને મુક્તિ એક જ લાકડીના બે છેડા છે. (૫૪૮)

◉ બધા જ પ્રશ્નો ઉકેલવાથી છૂટનારા નથી હોતા. કેટલાક પ્રશ્નો છોડી દેવાથી છૂટતા હોય છે. (૫૪૯)

◉ જ્યાં સુધી આંખોમાં અદ્વૈત ઠસતું નથી ત્યાં સુધી સૌંદર્યની કસોટીનો ભરોસો કરવાથી કામ નહીં ચાલે. (૫૫૦)

◉ આરુરુક્ષુ (આરોહણની ઇચ્છાવાળા) જીવનમાં—
૧. ઉદ્યોગ, ૨. પ્રયોગ. આરૂઢ જીવનમાં—૧. યોગ. (૫૫૧)

◉ પહેલી ચિનગારી લાગતાં યુગો ગયા, પણ હવે રાખ થવા માટે ત્રિરાશિ માંડવાની જરૂર નથી. (૫૫૨)

◘ ચિત્તની એકાગ્રતા એ યોગની સમાપ્તિ નથી. ત્યાંથી યોગનો આરંભ છે. (૫૫૩)

◘ ઈશ્વર— એક વચન,
ઈશ્વર અને ભક્ત— દ્વિવચન,
ઈશ્વર, ભક્ત અને સેવા— બહુવચન. (૫૫૪)

◘ જેને નજર સામે ઈશ્વર દેખાય છે તે જ્ઞાની થઈ ગયો. પણ પીઠ પાછળ ભગવાન ઊભો છે એટલી શ્રદ્ધા સ્થિર થઈ તો ય સાધક માટે પૂરતું છે. (૫૫૫)

◘ અગ્નિ માટે જંગલ તોડીને રસ્તા તૈયાર કરવા નથી પડતા. તે જ પોતાનો રસ્તો કરી લે છે. ભક્તને પરિસ્થિતિ કદી ય પ્રતિકૂળ નથી હોતી. (૫૫૬)

◘ આર્ત ભક્ત ભગવાનનું હૃદય હોય છે, જિજ્ઞાસુ ભગવાનની બુદ્ધિ, અર્થાર્થી ભગવાનના હાથ અને જ્ઞાની ભગવાનનો આત્મા હોય છે. (૫૫૭)

◘ તત્ત્વજ્ઞાન ધર્મના બીજસ્થાને છે. બીજનો અલ્પ ભેદ ફળમાં મોટો થઈને બેસે છે, એટલે તત્ત્વજ્ઞાનમાં સૂક્ષ્મતા જોઈએ. (૫૫૮)

◘ વ્યાકુળતા શાંત થવા માટે ઈશ્વરનો પ્રત્યક્ષ સ્પર્શ જોઈએ, થોડુંક અંતર પણ સહન નહીં થાય. છેક હોઠ લગી ધરેલા પાણીના પ્યાલાથી જ તરસ છીપશે કે ? (૫૫૯)

◘ પ્રાર્થના કરતાં પણ પ્રાર્થનામાંથી ઉત્પન્ન થતા વેગનું મહત્ત્વ અધિક છે. આ વેગ પરથી પ્રાર્થનાનું ઊંડાણ માપવાનું હોય છે. (૫૬૦)

● વૈરાગ્યમાં પણ સાભિલાષ વૈરાગ્ય અને નિરભિલાષ વૈરાગ્ય એમ બે પ્રકાર હોય છે. પહેલાનું માંડણ 'અનિત્ય'–ભાવના પર છે, બીજાનું 'અસુખ'–ભાવના પર. (૫૬૧)

● તપના પ્રકાર—
૧. અજ્ઞાનમૂલક, ૨. વિષયમૂલક, ૩. દંભમૂલક, ૪. દુરાગ્રહમૂલક, ૫. વૈરાગ્યમૂલક, ૬. પ્રેમમૂલક, ૭. જ્ઞાનમૂલક. (૫૬૨)

● પ્રતીક્ષા અને ઉપેક્ષા પૂરક ભાવનાઓ છે. સાધકને યથા-સમય બંને જોઈએ. (૫૬૩)

● વ્યક્તિગત પ્રાર્થનાથી હું ઈશ્વરની મદદ મેળવું છું, સામુદાયિક પ્રાર્થનાથી સંતોની. (૫૬૪)

● અંધશ્રદ્ધા એટલે શું ?–'तर्क तो देव जाणावा' (તર્કને જ ભગવાન જાણવા) આ શ્રદ્ધાનું નામ અંધશ્રદ્ધા. (૫૬૫)

● અર્થ કરતાં શબ્દ ગહન છે, શબ્દ કરતાં ભાવ ગહન છે, ભાવ કરતાં અભાવ. (૫૬૬)

● અપરિગ્રહની સિદ્ધિ માટે હિંદુધર્મે હોળી-પૂનમની યોજના કરી છે. (૫૬૭)

● કૃતિ બચે પણ કર્તા ન બચે, આ ભાગ્ય ઉપનિષદના ઋષિઓનું છે. અહંકારનો સંપૂર્ણ નાશ થયા સિવાય આ થાય નહીં. (૫૬૮)

● બંને બિંદુ નક્કી થયાં કે સુરેખા નિશ્ચિત થઈ જાય છે. જીવ અને શિવ એ બંને બિંદુ સ્થિર કર્યાં કે પરમાર્થ માર્ગ તૈયાર થયો. (૫૬૯)

● દૈવવાદમાં પુરુષાર્થ માટે અવકાશ નથી. એટલે તે ન જોઈએ. પ્રયત્નવાદમાં નિરહંકાર વૃત્તિ નથી એટલે તે ન જોઈએ.

દૈવવાદમાં નમ્રતા છે એટલે તે જોઈએ. પ્રયત્નવાદમાં પરાક્રમ છે એટલે તે જોઈએ. (૫૭૦)

● જ્ઞાન મંત્ર છે. કર્મ તંત્ર છે. ઉપાસના બંનેને જોડી દે છે. (૫૭૧)

● જ્યારે તપની ઝાંઝ વગાડતાં રહીશું અને જપનાં નગારાં પીટતા રહીશું ત્યારે જ સુપ્તાત્મા જાગશે. (૫૭૨)

● ઈશ્વરની કળા મને કેટલી સમજાઈ છે ? અને જે મને જે કંઈ સમજાઈ હશે તે 'હું' પણ ઈશ્વરની જ કળા નથી શું ? (૫૭૩)

● બંધનત્રય—
૧. આધાર સ્થાનમાં— વિષયોનું નિયમન,
૨. નાભિસ્થાનમાં— આહારનું નિયમન,
૩. કંઠસ્થાનમાં— વાણીનું નિયમન. (૫૭૪)

● श्रीगणेशाय नमः એટલે श्रीगुणेशाय नमः । (૫૭૫)

● મૂર્તિપૂજાનું કોઈ ચોક્કસ વિધાન નથી, પણ મૂર્તિભંગનો અવશ્ય નિષેધ છે. (૫૭૬)

● સંન્યાસ અને યોગ એક જ જ્ઞાનાગ્નિની જ્વાળાઓ છે. (૫૭૭)

● સૂર્ય જ્યાં જાય છે ત્યાં પ્રકાશ લઈને જાય છે. એવું જ સેવકનું હોવું જોઈએ. સેવક જે ક્ષણે જ્યાં જે

કરતો હશે, તે ક્ષણે ત્યાં તે કાર્યમાં તેનું સેવકપણું તેની સાથે હોવું જોઈએ. (૫૭૮)

● શ્વાસોચ્છ્વાસની ક્રિયા શરીરનાં બધાં રંધ્રોદ્વારા ચાલતી રહે છે. પણ નાકથી વિશેષ રૂપે થાય છે. જો સત્કર્મોને રંધ્રોની જગ્યાએ માનીએ તો ઉપાસના નાકની જગ્યાએ છે. (૫૭૯)

● લોકોના સૂક્ષ્મ વ્યવહારમાં અનિમંત્રિત ધ્યાન આપવાની સેવકને મના છે. (૫૮૦)

● જે મૂર્તિ સર્વોપલભ્ય નથી તે મૂર્તિપૂજાના શાસ્ત્ર પ્રમાણે ભગવાનની 'મૂર્તિ' ન હોઈ શકે. (૫૮૧)

● અવતારોની જન્મભૂમિ, સંતોની મૃત્યુભૂમિ અને વીરોની કર્મભૂમિ ધન્ય છે. (૫૮૨)

● મા ! બાળકના કાનમાં એક જ અવાજ ગુંજવા દે. આત્મા ! આત્મા ! આત્મા ! (૫૮૩)

● સત્ય વ્યવહારી અપૂર્ણાંક નથી. આધ્યાત્મિક પૂર્ણાંક છે. (૫૮૪)

● નિદ્રા અને જાગૃતિ આ બંનેના ગુણ મેળવીને સમાધિ બને છે, બંનેના દોષ મેળવીને સ્વપ્ન બને છે. (૫૮૫)

● ગુણ પ્રત્યક્ષ પ્રમાણ. દોષ પુરાવાને અંતે. (૫૮૬)

● આત્મા 'न हन्यते'. કારણ ? —'न हन्ति'. (૫૮૭)

● માણસનો મુખ્ય ધર્મ કયો ?— માણસાઈ. (૫૮૮)

● જો કોઈ બારણું બંધ કરીને સૂએ તો સૂર્ય એની સેવા કરવા માટે એના બારણે આવીને ઊભો રહે છે. બારણાને ધક્કો

મારીને તે અંદર દાખલ નથી થતો. પણ જરાકે બારણું ખૂલ્યું કે તરત અંદર ઘૂસ્યો જ છે. આ છે સેવકની મર્યાદા અને તત્પરતા. (૫૮૯)

● ભિક્ષા એટલે ઈશ્વરાવલંબન એટલે સમાજની સદ્‌ભાવના પર શ્રદ્ધા, એટલે યદચ્છા-લાભ-સંતોષ, એટલે કર્તવ્ય-પરાયણતા અને ફળનિરપેક્ષ વૃત્તિ. (૫૯૦)

● આંખો સીધું જ જોઈ શકે છે. મને આંખો પાસેથી શીખવું જોઈએ. (૫૯૧)

● યુક્લિડ કહે છે, બે બિંદુ વચ્ચે ઓછામાં ઓછું અંતર એટલે એમને જોડનારી સુ-રેખા. આ જ અનુભવ પર સત્ય ઊભું છે. (૫૯૨)

● મનોનિગ્રહ એટલે માનસિક શક્તિનો સંગ્રહ. (૫૯૩)

● 'नातिमानिता' આ દૈવી સંપત્તિનો છેવટનો ગુણ કહ્યો છે. અગાઉના બધા ગુણો પ્રાપ્ત થયા હોય તો પણ અભિમાન ન થવું એ તેનો અર્થ છે. (૫૯૪)

● કોઈ કહે છે કે કૂવામાં ન હોય તે ડોલમાં ક્યાંથી આવવાનું ?

હું કહું છું, 'દોરડામાં નથી હોતું તે ડોલમાં આવે જ છે કે નહીં ?' (૫૯૫)

● આત્મશુદ્ધિથી વિજાતીય દ્રવ્ય કાં તો બહાર ફેંકાઈ જાય છે અથવા સજાતીય બનીને આત્મસાત્ થાય છે. (૫૯૬)

● अहम्— નિશ્ચિત,
इदम्— અનિશ્ચિત,
तत्— અનંત. (૫૯૭)

● કાયર અને ક્રૂર એક જ. (૫૯૮)

● ઉપયોગિતાવાદ પોતાની ખુદની ઉપયોગિતા માની જ લે છે. (૫૯૯)

● નદીમાં હું ભગવાનની વહેતી કરુણા જોઉં છું. (૬૦૦)

● તાત્ત્વિક— નિર્ગુણ, આકાશમાં માથું
સાત્ત્વિક— સગુણ, ધરતી પર પગ. (૬૦૧)

● પારમાર્થિક સાધનાનો આરંભ આત્મવિષાદથી. 'विषाद-योगो' नाम प्रथमो ऽध्यायः । (૬૦૨)

● ચિત્ત ધોવા માટે ઉપયોગી—
માટી— તપસ્યા,
પાણી— હરિપ્રેમ. (૬૦૩)

● 'तत्' અને 'त्वम्' આને જોડનાર 'असि' એટલે જ ઉપાસના, એટલે જ જ્ઞાન. (૬૦૪)

● કોઈ પણ સંપૂર્ણ દર્શનમાં નીચેના ત્રણ વિચારો આવશ્યક છે—

૧. કાર્યાકાર્ય- વિચાર,
૨. કાર્યકારણ- વિચાર,
૩. કાર્યકર્તૃ- વિચાર. (૬૦૫)

● જ્ઞાની પુરુષના 'આભાસિક' કર્મનો હેતુ—
૧. લોકસંગ્રહ,
૨. પ્રારબ્ધ- ક્ષય,
૩. સાધના- દાર્ઢ્ય (દઢતા),
૪. સહજાનંદ. (૬૦૬)

● હાથમાંનો અંગારો પડી ગયો કરીને કોણ તકરાર કરશે? સંસાર એવો 'હાથનો' અંગારો છે. તેને છોડીને ભાગતા પરમાર્થની પાછળ ખુશીથી દોટ મૂકવી. (૬૦૭)

● કોઈ 'માયા' કહે છે, કોઈ 'લીલા' કહે છે, કોઇ 'સ્ફૂર્તિ' કહે છે. કાંઈ જ ન કહીએ તો શું ખોટું? (૬૦૮)

● પ્રતિપક્ષ-ભાવના કરતાં અભાવના વધારે પરિણામ-કારક છે. (૬૦૯)

● આત્મચિંતન એટલે આત્મશક્તિનું ચિંતન. વસ્તુતઃ આત્મા અચિંત્ય છે. (૬૧૦)

● વિનાશ એ વિકાસનું અપરિહાર્ય અંગ છે. પણ એ પ્રયોગ જેણે તેણે પોતા પર જ કરવાનો. (૬૧૧)

● 'અહિંસા વગેરે પ્રકૃતિના ગુણ કે આત્માના?' અહિંસા વગેરે પ્રકૃતિના ગુણ નથી અને આત્માના પણ 'ગુણ' નથી. તે આત્માના 'સ્વભાવ-ધર્મ' છે. (૬૧૨)

● અવતાર વિશ્વમાન્ય હોય છે. સાધુને કૂતરાએ સાથ આપ્યો તો તેને ભાગ્ય કહેવું. (૬૧૩)

● કર્મયોગ એટલે રજોગુણ નથી. તે રજોગુણનો ઉપાય છે. (૬૧૪)

● ભૌતિક જ્ઞાન અજ્ઞાન નહીં હોય તો ઐશ્વર્ય હશે, પણ તે જ્ઞાન તો નથી જ. (૬૧૫)

● એક પક્ષ—જગત સાધુ લોકો માટે નથી, એટલે સાધુઓએ જુદા રહેવું.

બીજો પક્ષ— જગત સાધુઓ માટે જ છે, એટલે સાધુઓએ ધીરજ ધરવી.

ભાવાર્થ— જગત સાધુઓ માટે હોય કે ન હોય, સાધુઓએ સાધુત્વ કદી ય છોડવું નહીં. (૬૧૬)

● નિર્દોષ યજ્ઞની અશક્યતા ન હોત તો ભક્તિની જરૂર ન હોત. (૬૧૭)

● તું કહે છે— પ્રયોગ પરથી ઠર્યું માટે પાકું.
હું કહું છું— પ્રયોગ પરથી ઠર્યું માટે જ કાચું. (૬૧૮)

● "મને શું ઉપયોગ ?" એમ ન કહેતાં, "મારો શું ઉપયોગ ?" એમ કહેવું એટલે ઉપયોગિતાવાદ સાર્થક થશે. (૬૧૯)

● જગતનો કર્તા કોણ ?
"મારા જગતનો હું જ કર્તા છું." બીજા જગતને હું ઓળખતો જ નથી. (૬૨૦)

● પ્રત્યક્ષથી અંધ થયેલી બુદ્ધિને સનાતન સત્ય કેવી રીતે દેખાવાનું ? (૬૨૧)

● વિશ્વમાં આત્મા જોવો અને આત્મામાં વિશ્વ જોવું. આનું નામ સ્વ-પરાવલંબન. (૬૨૨)

● ૧. આત્મ-પરીક્ષણ,
૨. મૌન,
૩. કર્મયોગ,
૪. પ્રાર્થના. (૬૨૩)

● સદ્‌ગુણ સ્વભાવે જ પ્રવાહી હોય છે. થીજેલા અપ્રવાહિત સદ્‌ગુણ દુર્ગુણની યોગ્યતામાં આવે છે. (૬૨૪)

◘ હિંસાથી રાજ્ય મળશે. પણ સ્વરાજ નહીં મળે. સ્વરાજ્ય એટલે જ અહિંસા. (૬૨૫)

◘ જાતિધર્મ, કુળધર્મ, રાષ્ટ્રધર્મ વગેરે યોગ્ય છે. જાત્ય-ભિમાન, કુળાભિમાન, રાષ્ટ્રાભિમાન વગેરે નિષિદ્ધ છે. (૬૨૬)

◘ આત્મત્રયી—પાપાત્મા, પૂતાત્મા, પરમાત્મા. (૬૨૭)

◘ પ્રાપ્ત કર્મ છોડીને મનગમતા કર્મો પસંદ કરવામાં અસ્વાદ-વ્રતનો ભંગ થાય છે. (૬૨૮)

◘ જ્યાં શક્તિ તૂટી પડે છે ત્યાં, શક્તિની તે છેવટની ટોચને પરમાર્થમાં 'યથાશક્તિ' કહે છે. (૬૨૯)

◘ ૧. સ્વરૂપ છોડશો નહીં,
૨. સિદ્ધાંત છોડશો નહીં. ઓછામાં ઓછું,
૩. મર્યાદા છોડશો નહીં. (૬૩૦)

◘ પ્રત્યાહાર ત્રિવિધ—
૧. ઇંદ્રિયોને ચિંતન માટે સમેટી લેવી,
૨. ભજન માટે મોકળી કરવી,
૩. જીવન માટે સંયમપૂર્વક વાપરવી. (૬૩૧)

◘ ભક્તિ ચાર પ્રકારની—
૧. પરા, ૨. એકા, ૩. પ્રિયા, ૪. પૂજ્યા. (૬૩૨)

◘ જે અદ્વૈત નિત્યકર્મ પણ સહન કરતું નથી તે જ અદ્વૈત નિષિદ્ધ પણ ગળી જવા તૈયાર થાય છે. (૬૩૩)

◘ વૈદિક શબ્દ સૂક્ષ્મ અર્થવાળો છે. તેમાંથી આગળ સ્થૂળ લૌકિક અર્થ નીકળ્યો. સૂક્ષ્મમાંથી સ્થૂળ, અવ્યક્તમાંથી વ્યક્ત— આ સૃષ્ટિ-નિયમ છે. (૬૩૪)

● કૃષ્ણ પોતાની જાતને સામાન્ય ગોવાળિયા જેવી માનતા હતા. એટલું જ નહીં, લોકો પણ તેમને તેવા જ માનતા હતા અને માને છે. આ બીજી વાતમાં કૃષ્ણના અમાનિત્વની વિશિષ્ટતા છે. (૬૩૫)

● દેહ-બુદ્ધિ છોડ,
ન્યાપન-બુદ્ધિ છોડ,
રચના-બુદ્ધિ છોડ. (૬૩૬)

● ખેતરનો ઉપર ઉપરનો પાક ખેડૂતનો, પણ જમીનની અંદરના ધન પર સૌની સત્તા. તેવી જ રીતે સામાન્ય વિચારો પર તેમની માતૃભૂમિની માલિકી, પણ અસામાન્ય વિચારો આખી દુનિયાની માલિકીના. (૬૩૭)

● જગતમાં બે મહિમા કામ કરે છે:
૧. સત્ય-મહિમા અને ૨. નામ-મહિમા. (૬૩૮)

● જગતમાં નીતિ અને ભક્તિ ભેગાં રહે— આ ધર્મનો ઉદ્દેશ છે. (૬૩૯)

● વેદ-પ્રામાણ્ય એટલે પૂર્વપરંપરા માટે કૃતજ્ઞતાબુદ્ધિ અને નવીન પરાક્રમ માટે સ્ફૂર્તિયુક્ત મોકળાશ. (૬૪૦)

● કૃષ્ણે ગાય બચાવી,
બુદ્ધે બકરી બચાવવાનો પ્રયત્ન કર્યો. (૬૪૧)

● 'યથેચ્છસિ તથા કુરુ' એમ કહીને ફરી પાછું 'મામેકં શરણં વ્રજ' છે જ. સ્વતંત્રતા સંયમને વરે તેમાં જ સાર છે. (૬૪૨)

● કર્મમાં અકર્મ એ જ્ઞાનનું સગુણ લક્ષણ છે. અકર્મમાં કર્મ એ જ્ઞાનનું નિર્ગુણ લક્ષણ છે. (૬૪૩)

● વાદ ચાર છે—
૧. દંભવાદ, ૨. અજ્ઞાનવાદ, ૩. ભાવાર્થવાદ, ૪. યથાર્થવાદ. (૬૪૪)

● મરતી વખતે કામળા પર સુવાડે છે. જીવનમાં ગરીબી ન રહી હોય તો કમ સે કમ મરણમાં તો તે રહેવા દે. (૬૪૫)

● સામ્રાજ્યવાદ એટલે સંપત્તિ, સત્તા અને સંસ્કૃતિની આસક્તિ. (૬૪૬)

● 'भक्त ऐसे जाना जे देही उदास ।'*
કોઈ પણ પ્રશ્નનો એક દેહ હોય છે અને એક આત્મા. ભક્ત દેહ વિષે સ્વાભાવિક જ ઉદાસીન હોય છે. (૬૪૭)

● સદ્-ગુરુ—જેનું 'અસ્તિત્વ' શ્રદ્ધેય છે.
ચિદ્-ગુરુ—જેનું 'જ્ઞાન' પરમાર્થ-મંડળમાં અનુભવાય છે.
જગદ્ગુરુ—જેમનું 'કાર્ય' સૌને પ્રગટ છે. (૬૪૮)

● ઈશ્વરની પૈતૃક સત્તા સ્વીકાર્યા સિવાય જગતમાં ભ્રાતૃ-ભાવ રહેશે નહીં. (૬૪૯)

● સંત સૂર્ય પેઠે પાક પકવશે,
સુધારક અગ્નિ પેઠે ભાત રાંધશે. (૬૫૦)

● ગોપીઓ માટે પ્રેમમૂર્તિ,
દ્રૌપદી માટે કારુણ્યમૂર્તિ,
અર્જુન માટે જ્ઞાનમૂર્તિ,
વ્યાધ માટે ક્ષમામૂર્તિ. (૬૫૧)

* જે દેહ વિષે ઉદાસ છે, તેને ભક્ત જાણ — તુકારામ.

● ઉપાસના ત્રણ પ્રકારની :

૧. આત્મપરીક્ષણની જેમ— ગંભીર,
૨. હરિદર્શનની જેમ— આનંદમયી,
૩. તત્ત્વચિંતનની જેમ— શાંત. (૬૫૨)

● ઉન્મની— આધ્યાત્મિક નિદ્રા,
પ્રબુદ્ધ— આધ્યાત્મિક જાગૃતિ,
અને એકમેકના તાળારૂપ અવસ્થા છે. (૬૫૩)

● સામર્થ્ય છે સત્યનિષ્ઠાનું.
હશે જેમની પાસે તેમનું.
આનું જ નામ 'ભગવાનનું
અધિષ્ઠાન '.* (૬૫૪)

● ઋષિઓનું દર્શન,
તત્ત્વવેત્તાઓનું જ્ઞાન,
સંતોનો અનુભવ. (૬૫૫)

● તમે રજ્જુસર્પની જેમ 'विवर्त' માનો છો કે સુવર્ણ-કંકણની જેમ 'परिणाम' માનો છો ?

હું સુવર્ણકંકણની જેમ 'विवर्त' માનું છું. (૬૫૬)

---

* સમર્થ રામદાસ સ્વામીની નીચેની ઉક્તિ હૃદયમાં રાખીને આ વિચાર લખ્યો છે.

सामर्थ्य आहे चळवळे चें ।
जो जो करील तयाचें ।
परंतु तेथें भगवंताचें ।
अधिष्ठान पाहिजे ॥

● 'બુદ્ધિ'-પ્રામાણ્ય જોઈએ. 'અહં'-પ્રામાણ્ય નહીં. (૬૫૭)

● નાહતી વખતે 'सहस्रशीर्षा' બોલવાનો રિવાજ છે. તે વખતે હજારો જલબિંદુઓના રૂપે સહસ્રશીર્ષ પરમાત્મા હજારો હાથો વડે મને સ્પર્શ કરી રહ્યા છે એવી ભાવના કરવી એટલે જીવભાવ ધોવાઈ જશે. (૬૫૮)

● પિપીલિકા ઉત્તમ ગુરુ,
વિહંગમ ઉત્તમ શિષ્ય. (૬૫૯)

● ૧. એકાગ્ર અદ્વૈત—
જે એકસાધનનિષ્ઠ હોવાને લીધે બીજું સાધન કલ્પી શકતો નથી.

૨. સમંજસ અદ્વૈત—
જે એકસાધનનિષ્ઠ હોવા છતાં બીજાં સાધનોને માન્યતા આપે છે.

૩. સારગ્રાહી અદ્વૈત—
જે સાધનસમુચ્ચયનિષ્ઠ હોય છે.

૪. આત્યંતિક અદ્વૈત—
જે સાધનમાત્રમાં અભેદ અનુભવે છે. (૬૬૦)

● જીવન એ વિચાર, અનુભવ અને શ્રદ્ધાનું ઘનફળ છે. (૬૬૧)

● સંત ગાય જેવા વત્સલ છે, એટલે પોતે તત્ત્વજ્ઞાનની કડબ પચાવીને જગતને ભક્તિનીતિનું દૂધ પિવડાવતા હોય છે. (૬૬૨)

● ઉત્સાહ-વૃદ્ધિ, વિકાર-શમન અને જ્ઞાન-પરિપોષ આ સ્વચ્છ નિદ્રાનાં ત્રણ લક્ષણો છે. (૬૬૩)

● અંકુર ક્યારે ફૂટવા જોઈએ તે વાવનારના હાથ કરતાં ઘઉંને વધારે સમજાય છે. કર્તાએ ફળની ચિંતા ન કરવી. તે કરવા માટે કર્મ સમર્થ છે. (૬૬૪)

● શિષ્ટતા— અનુકરણીય,
વિશિષ્ટતા— ચિન્તનીય,
અશિષ્ટતા— પરિહાર્ય. (૬૬૫)

● વેદ સ્વભાવથી બોલે છે. ગુરુ ઉપદેશ માટે બોલે છે. હું જપ માટે બોલું છું. (૬૬૬)

● હંમેશાં નિષ્ફળતા મળે છે તેમાં આશ્ચર્ય નથી. સફળતા એટલે સમાપ્તિ. તે હંમેશા કેવી રીતે આવશે? તે એકવાર જ આવવાની. (૬૬૭)

● અહિંસા એટલે ઢીલી-પોચી સહનશીલતા પણ નથી અને અસહ્ય નિયમન પણ નથી. (૬૬૮)

● દાન એ પરિગ્રહનું પ્રાયશ્ચિત્ત છે, એટલે તેમાં અભિમાન માટે અવકાશ નથી. (૬૬૯)

● અસ્તેય પદ્ધતિનું નિયમન કરે છે, અપરિગ્રહ પ્રમાણનું. પરિણામે બંને એક જ છે. (૬૭૦)

● શ્વાસોચ્છ્વાસ એ ઈશ્વરી યોજનામાંના અપરિગ્રહનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. (૬૭૧)

○ ઈશ્વરાર્પણ
ભૂતસેવા
તપ } યજ્ઞ
નિયતભોગ
ત્યાગ (૬૭૨)

○ પુણ્યવાન ઈશ્વર પાસે જઈ શકે છે, કારણ કે તે પુણ્યવાન છે. પાપી ઈશ્વર પાસે જઈ શકે છે, કારણ કે તે પાપી છે. (૬૭૩)

○ એક વખતે સ્વપ્નમાં વાઘે મારો પીછો પકડયો. હું નાસી છૂટયો. સાધુ પણ મારી સાથે નાસવા માંડયો. થોડી વારે પ્રાર્થનાની જગ્યા આવી. વાઘ પાછળ આવતો જ હતો. સાધુ પ્રાર્થનાની જગ્યાએ બેસી ગયો અને મને કહેવા લાગ્યો 'હવે આથી આગળ હું ભાગતો નથી, તારું તું જોઈ લે.' હું પણ કાંપતો કાંપતો પણ નિશ્ચયપૂર્વક તેમની પાસે બેઠો. એટલામાં વાઘ ગાયબ થઈ ગયો. સ્વપ્ન પણ ગયું. (૬૭૪)

● નિર્ગુણ— સગુણ,
ઉપાસ્ય— ઉપાસક,
હું— તું,
સજ્જન— દુર્જન,
જડ— ચેતન,
આ પાંચ ભેદ લોપાયા એટલે સંપૂર્ણ અદ્વૈત. (૬૭૫)

● ઇચ્છા, પ્રયત્ન, કૃપા, પ્રાપ્તિ. (૬૭૬)

○ કર્મ $>$ અકર્મ,
પણ, જ્ઞાન + કર્મ = જ્ઞાન + અકર્મ,
કારણ કે, જ્ઞાન = $\infty$ (અનંત). (૬૭૭)

● વેદાંત સમાન અનુભવ નહીં,
ગણિત સમાન શાસ્ત્ર નહીં,
રસોઈ સમાન કળા નહીં, (૬૭૮)

● ગુરુ અવ્યક્ત-મૂર્તિ છે. જોઈએ તો શબ્દ-મૂર્તિ કહો. (૬૭૯)

● દેહાસક્તિ, જ્ઞાનાસક્તિ, દયાસક્તિ (૬૮૦)

● ચિત્તશુદ્ધિકારક સિવાય બીજા કોઈપણ નાતે કર્મ તરફ જોવું મને રુચતું નથી. (૬૮૧)

● હવા પોતે થઈને મારા ઓરડામાં આવે છે. સૂર્ય પોતે થઈને મારા ઓરડામાં દાખલ થાય છે. ભગવાન પણ તેવી જ રીતે પોતે થઈને મળવાનો છે. મારો ઓરડો ખુલ્લો હોય એટલે થયું. (૬૮૨)

● ભગવાનના સૌંદર્ય, સામર્થ્ય, જ્ઞાન, પાવિત્ર્ય, પ્રેમનું નિરંતર સ્મરણ કરીએ. (૬૮૩)

● 'મહત્ત્વાકાંક્ષા'—કેટલી અલ્પ વસ્તુ છે આ ! (૬૮૪)

● ૧. બુદ્ધિની સ્થિરતા,
૨. નિષ્કામ સેવા,
૩. ઇંદ્રિય-નિગ્રહ,
૪. ભક્તિની લગન,
૫. આત્મજ્ઞાન,
૬. દૈવી સંપત્તિનો વિકાસ, અને
૭. સંન્યાસ.
આ સાત અંગો વડે ધર્મ પૂર્ણ થાય છે. (૬૮૫)

● ખુલ્લી હવામાં સચ્ચિદાનંદની મુલાકાત થાય છે. આકાશ—સત્, વાયુ—ચિત્, તેજ—આનંદ. (૯૮૬)

● બુદ્ધિ અમલમાં મૂકવી એટલે જ બુદ્ધિ 'ચલાવવી'.(૯૮૭)

● ભક્તિ મા અને યોગ બાપ એવો મેળ જો બેસી ગયો તો આપણુ બાળકોમાં જ્ઞાન સહજ જ ઊગશે. સ્ત્રી-પુરુષના શિક્ષણની દિશા પણ આ ઉપરથી જ ધ્યાનમાં આવે છે. (૯૮૮)

● બ્રહ્મચારી એટલે સ્ત્રી અને પુરુષ એકસ્થ. (૯૮૯)

● બુદ્ધિ શ્રદ્ધા જેવી નબળી નથી. બુદ્ધિ શ્રદ્ધા જેવી બળવાન નથી. (૯૯૦)

● ખૂબ દૂરનું જોવું અને સાવ જ ન જોવું એ ઠેસ લાગવાના બે ઉત્તમ ઉપાય છે. (૯૯૧)

● જ્ઞાન કરતાં દૃષ્ટિ મહાન. (૯૯૨)

● અભય બે પ્રકારે છેઃ આપણે કોઈથી ન બીવું અને આપણાથી કોઈ ન બીએ. આ બેવડો અભય હું આકાશમાં જોઉં છું. આકાશની જેમ મારે શૂન્ય થવું જોઈએ એવો આનો અર્થ થાય છે. (૯૯૩)

● કયો તારો ઊંચો અને કયો નીચો, આનો જે અર્થ છે (એટલે કંઈ જ અર્થ નથી) તે જ અર્થ કયો માણસ ઊંચો અને કયો નીચો એનો છે. બંને એક જ આકાશમાં જુદી જુદી જગ્યાએ છે, એટલું જ કહેવાનું છે. (૯૯૪)

● વસ્તુનું સ્વરૂપ ક્ષણેક્ષણે બદલાતું દેખાય છે આનો અર્થ વસ્તુ મિથ્યા છે એવો નથી પણ વસ્તુ વૈભવશાળી છે એમ સમજવો. (૯૯૫)

● વાસના નાશ પામી એટલે સૃષ્ટિ બંને અર્થમાં 'અ-મૂલ્ય' બને છે. (૬૯૬)

● ૧. શ્રુતિ ( તત્ત્વ-સિદ્ધાંત ),
૨. સ્મૃતિ ( સામાજિક ધારા ),
૩. પુરાણ ( પૂર્વ સંતોનાં ચરિત્ર ),
૪. ભક્તિ ( ઉપાસના ),
૫. નીતિ ( અહિંસા-સત્યાદિ સિદ્ધ પંથ ),
આ સર્વધર્મનાં પંચાંગ છે. (૬૯૭)

● વ્યુત્પત્તિ— વ્યાકરણનો વિષય છે.
નિરુક્તિ— આ આધ્યાત્મિક શાસ્ત્ર છે. (૬૯૮)

● સેવા— વ્યક્તિની,
ભક્તિ— સમાજની. (૬૯૯)

● મનુષ્ય— ઘર,
ગુણ— બારણું,
દોષ— ભીંતો. (૭૦૦)

